# કંગાલ્યત અને માણસાઈ કાયદાનો ભોગ.

(એક વાર્તા.)

વીકટર હ્યુગોનાં ફ્રેન્ચમાંથી

તરજુમો કરનાર

ડૉકટર ડોસાભાઇ રૂસ્તમજી ધાભર

એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ.,

વગેરે.

આસુદે દેલા હાલે દેલે ઝાર ચે દાંની
ખુંખારીએ મરદુમે જેગરખાર ચે દાંની
અએ દ્રાખતે પરવાઝ ફુનાન બર સરે સરવી
દર્દે મોરગાંને ગેરફ્તાર ચે દાંની.

અર્થ—ઓ આસુદા દિલના! દુઃખી દિલનો હાલ તુ શું જાણે?
જલતાં જીગરે લોહીનો ઘોટ ગળનાર વિષે તું શું જાણે?
સીધાં સરવનાં ઝાડનાં માથાંપર ખુશાલ ઉડનાર
જાળમાં સપડાએલાં પક્ષિઓનાં દુઃખની તને કેમ ખબર પડે?

મુંબઇ.

સને ૧૯૨૦ ઇસવી.

# કંગાલ્યત અને માણસાઈ કાયદાનો ભોગ.

(એક વાર્તા.)

વીક્ટર હ્યુગોનાં ફ્રેન્ચમાંથી

તરજુમો કરનાર

ડૉકટર ડોસાભાઇ રૂસ્તમજી ધાભર

એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ.,

વગેરે

આસુદે દેલા હાલે દેલે ઝાર ચે દાંની
ખુનખારીએ મરદુમે જેગરખાર ચે દાંની
અએ ફ્રાખતે પરવાઝ કુનાન બર સરે સરવી
દર્દે મોરગાંને ગેરફતાર ચે દાંની.

અર્થ—એ આસુદાં દિલના ! દુઃખી દિલનો હાલ તું શું જાણે ?
જલતાં જીગરે લોહીનો ગોટ ગળનાર વિષે તું શું જાણે ?
સીધાં સરવનાં ઝાડનાં માથાંપર ખુશાલ ઉડનાર
જાળમાં સપડાએલાં પક્ષિઓનાં દુઃખની તને કેમ ખબર પડે ?

મુંબઇ.

સને ૧૯૨૦ ઇસવી.

# પ્રસ્તાવના.

---

મારી આગળી ચોપડી ( હેન્રી ફૅાન આઇકનફેલ્ઝ ખુદાને કેમ પીછાનતાં શીખ્યો ) ને સારો આવકાર મળવાથી તથા આ અદના કલમથી બીજું પુસ્તક પ્રગટ થએલું જોવાની અનેક ઠેકાણેની ખાહેશથી ઉલટ પકડી આ ચોપડી બહાર પાડી છે. ફ્રાન્સના એક મહાન કવિ અને લેખકની વાર્તાનો તરજુમો હોવાથી આશા છે કે ગુજરાતી વાંચનારાંઓને પસંદ પડશે.

ઇનસાફ અતિ પવિત્ર શબ્દ છે, અને આ વાર્તામાં ઇનસાફ માંગવામાં આવ્યો છે. અમુક વાદી અને પ્રતિવાદી વચ્ચેના ઇનસાફના સાધારણ રૂપમાં નહીં, પણ એક આખા જનસમાજ સામે એક વ્યકિત (એક આસામી) માટેની ઇનસાફની લડત હોવાથી તે, ઇનસાફનું ઉત્તકૃષ્ટ રૂપ દેખાડે છે, પણ વ્યકિત બળવાન કે ધનાઢ્ય નહોતાં, અતિ મોહતાજ, અનેક વહીતરાંથી પેટ ભરનાર એક અભણ પણ ભલો માણસ જે એક વિધવા બહેનનું અને તેનાં સાત બાપ વગરનાં બચ્ચાંઓનું પાળણ કરે છે તે કાયદાના શબ્દાર્થનો ભોગ થઇ પડે છે તેને માટે આ લડત હોવાથી ઇનસાફને તેનાં સર્વોત્કૃષ્ટ રૂપમાં રજુ કરે છે.

આ કમનસીબ માણસ જેલની સખતાઇ અને રૂઢીઓથી મુઢ બની જાય છે, માણસીક અક્કલ સદંતર દબાઇ જઇ પશુની પ્રેરણા તેનામાં કામ કરે છે, (જેથી એક વરૂ પીંજરાં-માંથી જેટલી પણ વખત ટક મળે તેટલી વખત નાસી જાય તેમ તે આગલા અનુભવની દરકાર ન કરતાં, નાસી જવામાં ફાવવાની આશા ન હોવા છતાં ટક મળતાં નાહાસ્યા કરે છે, અને તેનાં પરિણામમાં પાંચ વર્ષની પ્રથમ ટીપ લંબાઇને ઓગણીસ વર્ષની થાય છે.) મી૦ એડમ્સ નામના ગૃહસ્થે

વિલાયતની જેલોની મુલાકાત સત્તાવાળાઓની પરવાનગીથી લઇ તેની રૂઢીઓ વિષે થોડાંક વર્ષ અગાઉ એક વિલાયતના જાણીતા છાપામાં વર્ણન કર્યું છે. તે લખે છે, નાયાધિશો, પાંચ, સાત, દસ, વર્ષ બોલી જાણે છે, પણ આ ટીપ મેળવનારનું જેલમાં શું થાય છે તેનો કાંઇજ અનુભવ ધરાવતા નથી. આ સજા પામેલાંઓ ઝડપથી દિવાનાપણાં તરફ ઘસડાતાં જાય છે, અગત્ય કરીને કાંઇક કેળવણીવાળાં કે ચઢતા વર્ગનાં તો ઘણીજ ઝડપથી દિવાનાં સરખાં બનતાં જાય છે. આ વાર્તાનો નાયક કેવળ મૂઢ બની જઇ માત્ર પશુની પ્રેરણાથી વર્તે છે. તેને આ રીતે ટેકો મળે છે. જેલમાંથી છુટાં થતાં જનસમાજ સામે કિનાની યોજનાં ઘડનાં બહાર પડે છે, જે ખરાબ લાગણીઓને અપસોસ! લગભગ તેમનાજ જેવાં ગરીબ માણસો અજ્ઞાનતા કે ખોટા વિચારો અને ખોટી સુગોથી એટલી બધી વધારી મૂકે છે કે આ કમનસીબો હમેશના અંધકાર તરફ ઘસડાય છે. આ દુઃખદાયક તવારીખમાં આ રીતે કમાર્ગે ઘસ્યા જતા માણસની મદદે એક ભલો બીશપ (ધર્મગુરૂ) આવે છે. પોતાની માણસીક એટલુંજ નહીં પણ ઉમદા, ખરા ખુદાશનાસને છાજે એવી વર્તણુકથી આખરે આ કમનસીબનો માઠો હાલ થતો બચે છે, કારણ કે સેવટે એક અંધારાં બની ગયેલાં મનમાં વિચારનાં પલ્લાંઓ ઉંચાંનીચાં થતાં રહી આખરે સરખાં બને છે, અને અંતઃકરણમાં કાંઇક ખુલ્લું જોઇ શકી ખુદાની બંદગીમાં ઉભેલો તેને જોવામાં આવે છે. પણ દુનિઆની જેલોમાં જે લાખો જન ભોગ બનતા હોય તે સઘળા માટે લાખો બીશપો ક્યાંથી લાવિયે! "સર્વથી ઉપરના દસ હજારો" માંથી પણ એકાદ જન કાઇવાર જેલમાં જાય છે. મધ્યમ વર્ગમાંથી પણ કેટલાંક જતાં હોય છે. પણ આપણે હાલ જેલની સજા ખમતા એક ઘણા મોટા ભાગ માટે ખાસ કરીને બોલિયે છીએ કે જે આ તવારીખના નાયક માફક

નકીતરૂં કરનાર, કેળવણી તો શું પણ બારાખડીથી એનસીબ, ઢોર સરખો, વાચા વગરનો વર્ગ છે. પોશાકની ફેશનમાં, કે વેઢાં અથવા ઉંટ વૈદ્દાંની કે કોઇબી બીજી બાબદમાં આપણે ( up-to-date ) છેલ્લાંમાં છેલ્લી નવી સુધરેલી રીત કે ફેશન માટે મગરૂરી લઇએ છીએ. પણ ઢોરડાંનો આંટા ગળાંમાં વિંટાળવાની બાબદમાં, ચાંચડા મારવા મોકલવા, સાસરે મોકલવા કે જેલ જાત્રાએ મોકલવા—કે જે શબ્દો વડે કેટલાક સુખીઆરા જીવડાઓ વાતચીતમાં કે ન્યુસપેપરમાં નિર્દોષ ટહેલ કરે છે—જેવી બાબદોમાં તો જુનામાં જુની ફેશનનેજ વળગી રહીએ છીએ. જનસમાજ અને વ્યકિત, બાપ અને બાળક માફક છે. જેમ બાળક, બાપથી આશ્રો અને સલાંમતી શોધે તેમ વ્યકિત જનસમાજમાં રહેવામાં આશ્રો અને સલાંમતી માને છે, પણ ભળી નિષ્ટાથી કે ભૂંડી નિષ્ટા વગર અન્યાયને ન્યાય માની લઇને પણ જો જનસમાજ વ્યકિતને અન્યાય કરે તો વાઘ અને વરૂ વચ્ચે રહેવા કરતાં પણ જનસમાજમાં રહેવું વધારે જોખમ ભરેલું હોડે. એક વ્યકિત બીજી વ્યકિતને અન્યાય કરે તે એક બીજાને પથ્થર મારે તેવું લાગે પણ જનસમાજનો અન્યાય એક વ્યકિતપર ગુજરે તે આખો આલ્પસ પર્વત, કે હિમાલય પર્વત તેનીપર પડવા જેવું, બોલાય નહીં એવું ત્રાસદાયક લાગે, કુદરતી કારણોને લીધે, રીતરેવાજોને લીધે કે આ સઘળાં ભેગાં મળવાથી શરિરશકિત, મનશકિત કે દુનિઆદારી દોલતનો હિસ્સો કોઇ માટે વધતો અને કોઇ માટે ઓછો કે ઘણોજ થોડો હોવાથી વ્યકિત, વ્યકિત તરફ ન્યાયથી વર્ત્તે, અજાણતાં પણ અન્યાય કરે નહીં, માટે પોતાની વર્તણુક અથવા ખાનગી કાયદા એવી રીતે ઘડવા જોઇએ, કે એક બીજાં તરફ અગત કરીને પોતાથી ઓછાં નસીબવંત તરફ ઇનસાફથી, માયાથી, સચ્ચાઇથી, ઉદારતાથી વર્ત્તિ એક પ્રકારનું સરખાપણું જે ઇનસાફનું બીજું નામ છે તે જાળવી માણસીક સુખનો વધારો નહિં તો દુઃખનો કાંઇક ઘટાડો કરી શકે.

જનસમાજ જે પોતે એક વ્યકિતજ છે, એક મિશ્રવ્યકિત, તેણે પોતાના કાયદા અથવા જાહેર વર્તણૂક એવી રીતે ઘડવાં જોઇએ કે ભૂલચૂકથી પણ નુકસાન થાય નહીં, અને થાય તો કાંઇક પાછો તેનો બદલો આપી શકાય. અને તેના સઘળા કાયદા અને સઘળી વર્તણૂક અપરાધનો અટકાવ કરવાને અને અપરાધમાં ગબડી પડેલાને પાછાં ઉંચ સ્થાને લાવવા માટેજ હોઇ શકે. જેમ ગાંડાં માણસો, પોતે ગાંડાં છે એમ સમજવા માંડે ત્યારે તેમને માટે સારી આશા રહે છે, તેમ જનસમાજ કે વ્યકિત, પોતે ખોટું કરે છે એમ સમજવા માંડે ત્યારે તેઓને માટે સારી આશા રહે.

જોકે જાણી જોઇને અન્યાય કરવાનું ઘણુંજ વધારે દોષિત છે, તોપણ અજાણતાં અન્યાય કરવાનું કે અન્યાયને ન્યાય સમજીને અન્યાય કરવાનું તેથી ઘણુંજ વધારે જોખમ ભરેલું છે, કારણકે જાણીજોઇને કરેલું ખોટું કામ પશ્ચાતાપ થતાં કે વધારે સારી રીતે વિચારતાં શીખતાં, સુધારી શકાય કે તેનો બદલો વાળવામાં આવે, પણ અજાણતાં કરેલો અન્યાય કે અન્યાયને ન્યાય સમજી કરેલા અન્યાય માટે સેવટ સુધી અજાણતુંજ રહેવાય. પ્રખ્યાત અમેરીકન લેખક ઇમરસન કહે છે “We must be lovers and instantly the impossible becomes possible. Our age and history for these thousand years has not been the history of kindness, but of selfishness. Our distrust is very expensive. The money we spend for courts and prisons is very ill laid out. We make, by distrust, the thief, and burglar and incendiary, and by our Court, and jail we keep him so. An acceptance of the sentiment of love through-

out Christendom for a season, would bring the felon and the outcast to our side in tears, with the devotion of his faculties to our service."

"આપણે મનુષ્ય માત્રને ચાહનાર થવું જોઇએ, કે તુરતજ જે અશક્ય લાગે છે, તે શક્ય લાગશે. આપણો જમાનો અને તવારીખ, કાંઇક હજાર વર્ષ સુધી, માયાળુ-પણાંને બદલે આપણી એકલપેટાઇ દેખાડતાં રહ્યાં છે. આપણો અવિશ્વાસ ઘણોજ ખરચાળુ છે. જે પૈસા આપણે કોર્ટો અને બંધીખાનાં ઉભાં કરવામાં ખરચિયે છીએ તે ખોટ ખાતેજ જાય છે. અને આપણે તેનો બીજી વધારે સારી રીતે ઉપયોગ કરી શકિયે. અવિશ્વાસથી, પહેલાં આપણે ચોર, ઘરફાડુ અને આગ લગાડું બનાવિયે છીએ. અને આપણી કોર્ટો અને જેલો વડે તેમને જાહેર તેવાંજ રાખી મૂકિયે છીએ. ખ્રિસ્તી કોમ તમામ મનુષ્ય જાતિ તરફ પ્યારની લાગણી ધરાવે, અને પ્યારનો પાઠ સર્વને શીખવે તો દુનિ-આએ તજી દીધેલાં અને અપરાધમાં ફસેલાં જન, આંસુભરી આંખ સાથ પાછાં ફરી આપણી બાજુએ સારે માર્ગે ચાલતાં થાય, અને દિલોજાનનાથી તેઓ પોતાની ઉપયોગી સેવાઓ આપણને આપતાં થાય. સવટે, જે સાહેબોએ મારૂં આગળું પુસ્તક ખરીદીને કે તે માટે સારૂં મત ઉચ્ચારી ઉત્તેજન આપ્યું છે, તેમના આભાર માનતાં આશા રાખું છું કે આ પણ તેમનાં ઉત્તેજનને લાયક નીવડે.

ડૉ૦ રૂ. ધા.



# કંગાલ્યત અને માણસાઈ કાયદાનો ભોગ.

## પ્રકરણ ૧ લું.

## મુસાફરીના દિવસની સાંજ.

સને ૧૮૧૫ ના અકટોબર મહિનાના શરૂઆતના દિવસોમાં સૂર્યાસ્ત થવાની આસરે એક કલાક અગાઉ એક શખ્સ જે પગે રસ્તો કાપતો હતો તે દીનનાં નાનાં ગામમાં દાખલ થયો. છુટાંછવાયાં રહેવાસીઓ જેઓ પોતાની બારીએ કે ઘરના ઉંબરપર ઉભેલાં હતાં તેઓ આ મુસાફરને કાંઇક અશાંતિથી નિહાળતાં હતાં. આ વેળાએ કોઇ બીજાને વધારે કંગાલ દેખાવનો રાહદારી મળી શકે એમ માનવું મુશ્કેલ હતું. તે એક મધ્યમ ઉંચાઇવાળો, મજબુત બાંધાનો ભરજ્વાનીમાં દેખાતો મનુષ્ય હતો. તે છેતાળીસ કે અડતાળીસ વર્ષનો હોય. એક ચામડાંની ટોપી જે વળી ગએલી હતી તેથી તેનો તડકાં અને ઝાકળથી બળેલો ચેહરો જેપરથી પરસેવો ટપકતો હતો તે કાંઇક ઢંકાએલો હતો. તેનું જાડાં પીળાં કેનવાસનું ખમીસ જે ડોકા આગળથી એક રૂપેરી આંકડી વડે લટકાવેલું હતું તેમાંથી તેની વાળથી ભરેલી છાતી દેખાતી હતી. તેની 'નેકતાઇ' દોરડાં માફક વળ ખાધેલી હતી. બલુ દ્રીલનું ઘસાઇ પીસાઇ ગયલું પાતલુન જે એક ઘુટણપર સફેદ થયલું અને બીજાપર ફાટેલું હતું. એક ભૂરો, ચીંઠડેહાલ ટુંકો ડગલો જેને કોણી આગળથી લીલાં કપડાંનું ઠીગડું મારેલું અને સુતરીથી સીવેલું હતું, પીઠ ઉપર સિપાઇ લોકનો કોથળો હતો જે ખીચોખીચ ભરેલો, બકલથી જકડેલો, અને તદન નવો હતો, હાથમાં એક ગાંઠવાળી લાકડી હતી, મોજાં વગરજ નાળ મારેલાં બુત પેહરેલાં હતાં, માથું મોડાવેલું અને દાઢી લાંબી વધી ગયલી હતી.

પરસેવો, ગરમી, પગની મુસાફરી, ધુળ સઘળાંએ વર્ણવી ન શકાય એવો કંગાળ, હાડમારીના દેખાવમાં ઉમેરો કર્યો હતો. વાળ ટુંકા અને કાંટા જેવા હતા, કારણકે વધવા માંડેલા, અને ઘણા વખતથી કાપ્યા વગર રાખેલા હતા.

કોઇ તેને પીછાણતું હતું નહીં, દેખીતી રીતે તે એક વટેમાર્ગુ હતો. તે ક્યાંથી આવ્યો હતો? દક્ષિણ તરફથી. કદાચ દરીઆ કિનારાપરનાં કોઇ શહેર કે ગામમાંથી. કારણ કે તે દીનમાં તેજ રસ્તેથી દાખલ થયો કે જ્યાંથી સાત મહિના અગાઉ નેપોલીઅન કાનનથી પેરીસ જતાં પસાર થયો હતો.

આ ધણીએ આખો દિવસ મુસાફરી કરી હતી. તે તદન થાકી ગયલો દેખાતો હતો. ગામને નાકેનાં પરાંમાંની સ્ત્રીઓએ તેને બુલીવાર ગેસનડીની ફરવા હરવાની જગ્યાએ ફુવારામાંથી પાણી પીતો જોયો હતો. તે ઘણો તરસ્યો હોવો જોઇએ કારણ કે જે બાળકો તેની પાછળ દોડતાં હતાં તેઓએ ત્યાંથી બસો પગલાં દૂર આવેલી મારકીટ આગળના ફુવારા-માંથી પાણી પીવાને થોભતાં જોયો હતો.

પોઇશેવર સ્ટ્રીટના નાકાપરથી તે ડાબી તરફ વળ્યો, અને ટાઉનહૉલ તરફનો રસ્તો લીધો. તે તેમાં દાખલ થયો અને પા કલાકમાં બહાર નીકળ્યો. એક પોલીસ સિપાઇ દરવાજા આગળ એક પથ્થરના બાંક ઉપર બેઠેલો હતો કે જે બાંક ઉપર જેનરલ દુઑ માર્ચ મહિનાંની પેહલી તારીખે દીનના રહેવાસીઓનાં બીધેલાં ટોળાં આગળ ગોલ્ફ જુઆનથી કાઢેલો ઢંઢેરો વાંચવા ચઢયો હતો. પેલા માણસે પોતાની ટોપી ઉંચકી સિપાઇને નમ્રપણે સલામ કરી. પોલીસ સિપાઇ તેની સલામ પાછી વાળ્યા વગરજ તેની ઉપર માથાથી પગ સુધી સંભાળ ભરેલી નજર ફેંકી, કેટલોક વખત ટીકયા પછી ટાઉન હૉલમાં ચાલી ગયો.

દીનમાં "કોલબાના ક્રાસ"ની નિશાન ધરાવનારું હોટલ હતું. હૉટલવાલાનું નામ જેકીન લાબાર હતું. ગામમાં લોકો કાંઇક માન તેને માટે ધરાવતા હતા કારણ કે એક બીજો લાબાર નામનો હૉટલવાળો ગ્રેનોબલમાં "ત્રણ શાહજાદા" નાં નામવાળું હોટલ ધરાવતો હતો અને બાદશાહી ગાર્ડની ઘોડસ્વાર ટુકડીમાં નોકરી કરી હતી. બાદશાહ નેપોલ્યન કેદમાંથી પાછો ફરી ફ્રાન્સને કિનારે ઉતરવા પછી "ત્રણ શાહજાદા" નામવાળાં હૉટલ વિષે કેટલીક વાતો ચાલી રહી હતી. એમ બોલાતું હતું કે જેનરલ બરત્રાન ગાડાંવાળાના વેષ ધારણ કરી આ હૉટલમાંથી વારંવાર મુસાફરીએ જતો અને એજ હોટલમાંથી લશ્કરીઓને "લીજીઅન ઑવ ઑનર"ના ખેતાબનું માન, અને શહેરીઓને મુઠ્ઠા ભરી સોનાના સિક્કા વહેંચતો હતો. ખરી વાત તો આ છે કે પાદશાહ ગ્રેનોબલમાં દાખલ થયો ત્યારે "ઑટલ દી લા પ્રીફેક્ચુર" નામનાં સરકારી મકાનમાં ઉનારો લેવાને ના પાડ્યું હતું: તેણે ગામના મેયરનો આભાર માની કહ્યું હતું "હું એક ભલા માણસને ઓળખું છું તેને ઘર રહેવા જાઉં છું." એમ કહી તે "ત્રણ શાહજાદા" હૉટલમાં ગયો. "ત્રણ શાહજાદા" હૉટલવાળા લાબારની કીર્તિનો પ્રકાશ પચાસ લીગ દૂર "કોલબાના ક્રૉસ" હૉટલવાળા લાબાર ઉપર પડ્યો. ગામમાં લોકો કહેતાં. આપણો હૉટલવાળો ગ્રેનોબલના હૉટલવાળાનો પિત્રાઇ થાય છે.

પેલા શખ્સે "કોલ્બાના ક્રૉસ" હૉટલ તરફ—કે જે ગામમાં સર્વથી સારું હતું—રસ્તો લીધો. તે, રસોડું કે જેનું બારણું મોહલ્લાની સપાટી ઉપર હતું, તેમાં દાખલ થયો, સઘળા ચૂલા સળગાવેલા હતા: ચીમનીમાં મોટું ભભુકદાર બળતું થઇ રહેલું હતું. હૉટલનો ધણી જે બાવરચી પણ હતો, તે ચૂલા આગળથી એક સારૂં ભોજન ગાડાંવાળાઓને પીરસવાપર દેખરેખ રાખતો હતો, કે જે ગાડાંવાળાઓનો હસવા બોલવાનો ઘોંઘાટ એક પડોશના ઓરડામાંથી સંભળાતો હતો.

હૉટલવાળાએ બારણું ઉઘડતું સાંભળીને અને નવા આવનારને દાખલ થતો જોઇ ચૂલાપરથી આંખ ઉંચી કર્યા વગરજ પૂછ્યું "મીસ્તર, શું જોઇએ છે." તે આવનારે કહ્યું "ખાવાનું અને સુવાનું." ઘરધણીએ કહ્યું તેમાં શું મોટી વાત છે. તેજ પળે તેણે માથું ફેરવીને એક નજર ફેંકી મુસાફરને જોઇ લીધો અને ઉમેર્યું જો પૈસા આપો તો. મુસાફરે ડગલાનાં ગજવામાંથી એક મોટી કોથળી ખેંચી કાઢી અને કહ્યું મારી કને પૈસા છે, હૉટલવાળાએ કહ્યું ઠીક હમણાંજ તમારે માટે ભોજન આવશે. પેલાએ પૈસાની કોથળી પાછી ગજવામાં મૂકી, પીઠ ઉપરથી કોથળો ઉતારી બારણાંની નજદીક મૂકયો, લાકડી હાથમાં રાખી અને ચૂલાની નજદીક એક નીચાં 'સ્તુલ' પર બેસવા ચાલ્યો. દીન ગામ પહાડમાં છે. ત્યાં અકટોબર મહિનાની સાંજે ટાઢવાળી છે. પેલો હૉટલ-વાળો આવતાંને જતાં મુસાફરને ધ્યાનથી જોયા કરતો હતો.

મુસાફર ચૂલા તરફ મોંહ રાખી તાપણું કરતો હતો તેટલાં જેકોન લાબારે (હૉટલવાળાએ) બારી નજદીકની એક ટેબલપર પાથરેલાં ન્યુસપેપરનો ટુકડો ફાડી લીધો અને તેના કોરી કિનારીપર એક બે લીટી લખી સીલ કર્યા વગર એક છોકરો કે જે તેને ત્યાં વાસણ માજનારો અને હજુર્યા તરીકે કામ કરતો હતો, તેને આપ્યો. તેના કાનમાં એક બે શબ્દ કહ્યા અને તે છોકરો તુરતજ દોડતો ટાઉનહૉલ તરફ ગયો. મુસાફરે આ સઘળું જોયું નહીં. ફરીથી એકવાર હૉટલ-વાળાને પૂછ્યું ભાણું હવે જલદી આવશે કે? આ ઘડી, હૉટલવાલો બોલ્યો. છોકરો પાછો ફર્યો તે કાગળ પાછું લાવ્યો હતો. હૉટલવાળાએ કોઇ જવાબની વાટ જોતો હોય તેમ ઝડપથી કાગળ ઉઘાડયું, ધ્યાનથી વાંચી લઇ તેણે માથું ધુણાવ્યું અને એક પળ વિચાર કરતો ઉભો. આખરે મુસાફર તરફ એક પગલું ભર્યું, કે જે ગંભીર વિચારોમાં ગરક થએલો

દેખાતો હતો. મીસ્તર, તેણે કહ્યું, તમને હું હૉટલમાં લઇ શકતો નથી. મુસાફર પોતાની બેઠકપરથી અરધો ઉઠયો.

કેમ! શું તમે બીઓ છો કે હું પૈસા આપી શકીશ નહી? તમે ઇચ્છો છો કે મારે આગળથી પૈસા આપવા જોઇએ? હું તમને ખાતરી આપું છું કે મારી કને પૈસા છે. નહીં, નહીં પૈસાની વાત નથી. ત્યારે શું છે? તમારી કને પૈસા છે? હા, મુસાફરે કહ્યું. પણ મારી કને ઓરડો ફાજલ નથી. મુસાફરે શાંતિથી કહ્યું, મને તબેલામાં જગ્યા આપો. હું આપી શકતો નથી. શા માટે નહીં? ઘોડાઓજ સઘળી જગ્યા લઇ લે છે. ઠીક ત્યારે, મુસાફરે કહ્યું, મને કોઠારમાં એક ખુણામાં પડવા દો. ગમે તો ઘાસની ગંજીમાં મૂકો. જગ્યા પછી જેમ થાય તેમ કરી આપજો. હું તમને જમવાનું આપી શકતો નથી. હૉટલવાલાનો ઠરાવ જે તેણે મક્કમપણે જાહેર કર્યો, તે, મુસાફરને ગંભીર લાગ્યો. તે ઉઠયો, અને બોલ્યો અરે પણ હું ભૂખથી મરણતોલ બન્યો છું. સૂર્યોદય પછી હું ચાલતોજ રહ્યો છું. મેં બાર લીગ કાપ્યા છે. હું પૈસા આપીશ. હું ખાવાનું માંગું છું. મારી કને ખાવાનું નથી, હૉટલવાળાએ કહ્યુ. મુસાફર હસી પડયો અને ચીમની તથા ચૂલાઓ તરફ ફરી બોલ્યો, ત્યારે આ સઘળું શા માટે છે? આ સઘળું અપાઇ ચુકયું છે, હૉટલવાળાએ કહ્યુ. કોણને? ગાડાંવાળાઓને. તેઓ કેટલા છે? બાર. પણ ખાવાનું વીસ માટે પૂરતું છે, મૂસાફરે કહ્યુ. આ સઘળું વેચાયું છે, અને પૈસા આગળથી આપવામાં આવ્યા છે. મૂસાફરે કહ્યું, હું હૉટલમાં આવ્યો છું, મને ભૂખ લાગી છે અને હું અહીંજ થોભીશ. હૉટલવાલાએ વાંકો વળી કાંઇ તેના કાનમાં કહ્યું જેથી તે ચોંકયો. ચાલો હવે જાવ. મૂસાફર વાંકો વળી પોતાની લાકડીના લોખંડ જડેલા છેડા વડે ચૂલામાં અંગાર આમતેમ ફેરવનાં બોલવા જતો હતો તેટલામાં હૉટલવાળો તેની તરફ

ટીકતાં ધીમે સાદે બોલ્યો :—બસ, વધારે બોલશો નહીં, તમે ઇચ્છો છો કે હું તમારૂં નામ કહું ? તમારૂં નામ જાંવાળીયાં છે. વળી તમે ઇચ્છો છો કે તમે કેવા આસામી છો તે કહું : તમને હૉટલમાં દાખલ થતાં જોઇ મને કેટલીક વાતનો શક પડ્યો. મેં તેથી તાઉન હૉલમાં પૂછાવી મંગાવ્યું અને આ જવાબ આવ્યો છે. તમને વાંચતાં આવડે છે? એમ કહેતાં જે કાગળે હૉટલ અને તાઉનહાલ અને તાઉનહાલ અને હૉટલ વચ્ચે મુસાફરી કરી હતી તે ઉઘાડીને આપ્યું, મુસાફરે તેપર એક નજર ફેંકી, કાંઇક ચુપકીદી પછી હૉટલ-વાળાએ કહ્યું. મને સર્વ સાથ સભ્યતાથી વર્તવાની આદત છે. હવે તમે જાઓ, મુસાફરે માથું નીચું કરી ભોંયપર પોતાનો કોઠળો હતો તે લીધો, અને ચાલ્યો ગયો. તે ધોરી રસ્તાપર ચાલ્યો. કશી ચોકસ નેમ વિના હવેલીઓની અડોઅડ પગ જ્યાં લઇ જાય ત્યાં જતો હોય તેમ ઉદાસ અને શરમીંદો જેવો ચાલવા લાગ્યો. તેણે એક પણ વખત પાછો ફરી જોયું નહીં. જો જોયું હોત તો "કાલ્બાના ક્રૉસ" ના માલેકને પોતાના ઉંબરપર ઉભેલો જોયો હોત, કે જેની આસપાસ હૉટલમાંના ઉતારૂઓ તેમજ રસ્તે જતાં લોકનું એક ટોળું મળ્યું હતું અને જેઓ વાત કરતાં કરતાં તેની તરફ આંગળી દેખાડતાં હતાં, અને જેમના ચેહરાપર ગભરાટ છતાં જરૂર પડે તો તેની સામે લડી મરવાનો નિશ્ચય જણાતો હતો. તેણે આગમચથીજ જાણવું હતું કે ગામમાં આવતાં જરાકમાંજ ગામની બત્રીસીએ તે ચઢશે.

પણ જે સઘળું પાછળ બનતું હતું તે તેણે કાંઇજ જોયું નહીં. દુઃખથી કચડાઇ ગયલાં માણસો પોતાની પછવાડે જોતાં નથી. ખરાબ માણસો તેમની પછવાડે શું કરે છે, તે જાણતાં નથી. તે આ પ્રમાણે કેટલોક વખત ચાલ્યા કીધો, મહોલ્લાઓ જે વિષે તે કાંઇ જાણતો નહીં તેમાં અટક્યો આગળ વધતોજ ગયો, અને દલગીરી વચ્ચે

થાક ભૂલી જવાએ છે તે પ્રમાણે થાકનું તેને ભાન ન હતું. એકાએક તેને ઘણીજ જબ્બર ભૂખ લાગી. રાત પડવા આવી હતી. કાંઇ આશ્રાની જગ્યા માટે તે આસપાસ જોવા લાગ્યો ગામનાં સારાં હૉટલના દરવાજા તેની સામે બંધ કરવામાં આવ્યા હતા હવે તે કાંઇ ગમે એવું હલકું પીઠું કે ઝુંપડું શોધવા લાગ્યો. તેજ વખત રસ્તાને છેડે તેને રોશની દેખાઇ. સાંજનાં ઝઝકળાંની, વાદળ વગરનાં આકાશની રોશની વડે લોખંડના સળીઆએ એક પાઇનનાં ઝાડની ડાંખળી લટકાવેલી જોઇ કે જે ગાંમડાંનાં હૉટલ બતાવવાને રાખવામાં આવે છે. તે એક પીઠું હતું, તેજ કે જે શર્ફો સ્ત્રીટમાં આવેલું છે. મુસાફર એક પળ અહીંઆં થોભ્યો અને કાચમાંથી જોયું. પીઠાંનો સર્વને બેસવા ઉઠવાનો સામાન્ય ઓરડો ટેબલપર મૂકેલા એક નાના દીવાથી અને ચૂલામાંના અગ્નિથી રોશનીવાળો બન્યો હતો. અહીંઆં કેટલાંક માણસો દારૂ પીતાં હતાં. હૉટલવાળો તાપણું કરતો હતો.

આ પીઠું જે એક પ્રકારે હૉટલ પણ છે, તેમાં દાખલ થવાના બે રસ્તા છે. એક મહોલ્લામાંથી દાખલ થવાનું બારણું છે. બીજે રસ્તે ખાતર અને છાણ ભરેલા વાડામાંથી જવાય છે. મુસાફર મહોલ્લા તરફનાં બારણાંમાંથી જવાની હિમ્મત કરી શકયો નહીં, તે કોઇ જોય નહીં તેમ વાડામાં ભરાઇ ગયો, અને કાંઇક બીતાં બીતાં અડગળી ઉંચકી બારણાને હડસેલ્યું, એ કોણ છે? ઘરધણીએ પૂછ્યું ? ખાવાનું અને સુવાની જગ્યા માંગું છું, મુસાફરે કહ્યું. પીઠાંવાળાએ કહ્યું, ઠીક અહીંઆં ખાવાનું અને સુવાની જગ્યા મળે છે. તે અંદર દાખલ થયો. સઘળા દારૂ પીનારાઓએ ફરીને જોયું. એક તરફથી દીવો અને બીજી તરફથી ચૂલામાંનું બળતું ઉજાસ આપતાં હતા. તે પોતાનો થ્રાઠળો ઉતારતો હતો ત્યારે સર્વેએ તેને જોઇ લીધો, પીઠાંવાળાએ કહ્યું, તાપણું કરો, તેટલાંમાં તમારે માટે ખાનું તૈયાર થાય છે. તે ચૂલા આગળ

બેસવા ગયો. થાકીને લુસ થઇ ગયલા પગો અંગાર આગળ લાંબા કર્યા; ચૂલાપરથી ખાનાંનો સારો સોડમ નીકળતો હતો. તેનો ચેહરો ઢાંકી નાખનારી ટોપી નીચેથી જેટલું દેખાઇ શકતું હતું તેપરથી કાંઇક સબુરી રાખવાની શકિત સાથે ચાલુ દુ:ખ ખમવાની નિશાંન જણાતી હતી. મક્કમપણું, મહેનત કરવાની શકિત અને ઉદાસી તેના ચહેરામાં પ્રગટ થયલાં હતાં. તે ચેહરો નવાઇ જેવું વાંચણ પૂરૂં પાડતો હતો. નમ્રપણાંનો ખ્યાલ આપવાનું શરૂ કરી, છેલ્લે કરડાપણાનો ખ્યાલ આપતો હોય તેવો હતો. લાકડાં વચ્ચેથી અગ્નિ દેખાય તેમ તેની આંખો ભવાં નીચે ચળકતી હતી.

એકઠાં થએલાં માણસોમાં એક માછી હતો, કે જે શંકો સ્ત્રીટનાં પીઠાંમાં દાખલ થવા અગાઉ લાબારના હૉટલના તબેલામાં પોતાનો ઘોડો છોડવા ગયો હતો. હવે ભોગજોગે એમ બન્યું કે તેજ સહવારે તે પેલા શકમંદ દેખાવના મુસાફરને બ્રાદઆસ અને ... ... ... (હું નામ ભુલી ગયો છું, પણ ઘણુખરૂં એસકુબ્લોં હતું) વચ્ચે, મળ્યો હતો. હવે આ મેળાપ થતાં પેલો મુસાફર જે ઘણોજ થાકી ગયલો હતો તેણે ઘોડાપર પોતાની પછવાડે બેસાડવાની માછીને અરજ કરી હતી, પણ માછીએ તેના જવાબો ઘોડાની ઝડપ બમણી કરી આગળ નીકળી જવાનોજ આપ્યો હતો. તે પછી આસરે અરધા કલાકમાંજ આ માછી જેકીન લાબારની આસપાસ એકઠાં મળેલાં ટોળાંમાં હતો અને "કાબ્બાના ક્રૉસ" ના લોકો આગળ પેલા મુસાફર સાથ થએલા નાપસંદ મેળાપની વાત કરતો હતો. તેણે પીઠાંવાળાને ઇસારત કાધી, જે તેની આગળ ગયો. તેઓએ ધીમે સાદે એક બીજા સાથ વાત કરી, પેલો મુસાફર તો કાંઇ વમાસણમાં પડેલો હતો. પીઠાંવાળાએ તેની આગળ જઇ ખભાપર હાથ મૂકયો. અને તેને કહ્યું તમે અહીંથી જાઓ, મુસાફરે ડોકું ફેરવી પૂછ્યું ઓહો; તમે

જાણો છો? ... ... ... હા, મુસાફરે કહ્યું, મને બીજી હૉટલમાંથી પાછો ફેરવ્યો છે. અને અહીંથી પણ તમને પાછા ફેરવવામાં આવે છે, પીઠાંવાળાએ કહ્યું. ત્યારે હું ક્યાં જાઉં? બીજે ઠેકાણે, પીઠાંવાળો બોલ્યો, મુસાફરે પોતાનો કોથળો અને લાકડી લઇ ચાલવા માંડ્યું. જેવો તે બહાર નીકળ્યો કે કેટલાંક છોકરાંઓ જેઓ "કોલ્બાના ક્રાસ" હૉટલથી તેની પછવાડે દોડયાં હતાં, અને બહાર ઉભાં રહી વાટ જોતાં હતાં, તેઓએ તેની તરફ પથરા ફેંક્યા મુસાફરે કાંઇક પગલાં પછવાડે ભરી પોતાની લાકડી તેમની તરફ હીલવી, કે પક્ષિઓનું ટોળું ઉડી જાય તેમ છોકરાં વીખરાઇ ગયાં.

હવે મુસાફર બંધીખાના આગળ ગયો, ત્યાં એક લોઢાંની સાંકળે બાંધેલો ઘંટ દરવાજા આગળ હતો તે વજાડયો. મોટા દરવાજામાં નાનું ફાલકું હોય છે તે ઉઘડયું, અને દરબાન નજરે પડતાંજ પોતાની ટોપી કાઢી સભ્યતાથી મુસાફરે કહ્યું મીસ્તર દરબાન, આજની રાત મને અંદર લેશો, જવાબ મળ્યો કે બંધીખાનું કાંઇ હૉટલ નથી. દાખલ કરવામાં આવે ત્યાંસુધી ઉભા રહો, અને ઉભાજ રહેશો. આટલું કહી દરવાજાનું ફાલકું બંધ કરી દીધું. હવે મુસાફર આગળ ચાલતો એક નાના રસ્તામાં દાખલ થયો, જ્યાં કેટલાક બાગો હતા. કેટલાક બાગો આસપાસ માત્ર વાડ ભરી લીધેલી હતી, બાગ અને વાડની વચ્ચે એક નાનું એકું મકાન હતું, જેની બારીએથી રોશની દેખાતી હતી, જેમ પીઠાં આગળ કાંચમાંથી જોયું હતું તેમ અહીંઆં પણ કાચમાંથી જોયું. એક મોટો ચુનો ધોળેલો ઓરડો દેખાયો, જેમાં એક છીંટની કુરતની સાથનો પલંગ, એક ઝોળી, થોડીક લાકડાંની ખુરસી અને દિવાલે ટેકવેલી બે બારની બંદુક હતાં. ઓરડાની વચમાં એક ટેબલ બીછાવેલી હતી. એક તાંબાના ફાનુસમાંના દીવાની રોશનીથી એક

સફેદ ટેબલકલાથ ટેબલપર પાંથરેલું જણાતું હતું. એક ટીનનો કુજો જે વાઇનથી ભરેલો હતો, અને ભરચક્કર ગરમાગરમ ખાનાંની સોડમ નીકળતી હતી. આ ટેબલ આગળ એક આસરે ચાલીસ વર્ષનો હસમુખા અને ખુલ્લા પ્રમાણિક દેખાવનો પુરૂષ ઘુંટણપર એક નાનાં બાળકને રમાડતો બેઠો હતો. તેની નજદીક એક સ્ત્રી એક બીજાં બાળકને ધવાડતી બેઠી હતી. બાપ હસ્તો હતો, બાળક હસ્તું હતું, મા હસ્તી હતી. મુસાફર એક પળ આ મધુર શાંતિ-ભરેલો દેખાવ જોઇ વિચાર કરતો ઉભો. તેના મનમાં શું હતું ? એકલો તે પોતેજ કહી શકે. આ બનવાજોગછે કે તે વિચારતો હતો કે આવું ખુશાલ કુટુંબ પરોણાગત કરનારૂં હોવું જોઇએ, જ્યાં સારાં નસીબે ઘર કર્યું હતું ત્યાં તે કાંઇક દયાની આશા રાખી શકે. ઘણું આસ્તેથી તેણે બારણું ઠોકયું. કોઇએ સાંભળ્યું નહીં. બીજીવાર ઠોકયું. તેણે સ્ત્રીને, પોતાનાં વરને કહેતાં સાંભળ્યું પ્રિય. કોઇ બારણું ઠોકે છે. વરે કહ્યુ, નહીં. ત્રીજીવાર ઠોકયું. વર ઉઠયો, બતી લીધી, અને બારણું ઉઘાડવા ચાલ્યો. તે એક ઉંચા કદનો, અરધો ખેડુત જેવો અને અરધો કારીગર જેવો શખ્સ હતો. તેણે એક ચામડાંનું મોટું 'એપ્રન' જે ડાબાં ખભાં સુધી પહોંચતું હતું. તેમાંથી કમ્મર પટામાં ખોસેલી સઘળી પ્રકારની વસ્તુઓ જેવાં કે હથોડી, રાતો રૂમાલ, પાઉડરની સીસી વગેરે, પેટ બહાર નીકળી આવ્યું હોએ તેમ ઢગલા માફક દેખાતાં હતાં. મુસાફરે કહ્યું, સાહેબ માફ કરજો. પૈસા લઇને મને એક દુધનું પ્યાલું અને સુવાને બાગમાં છાપરૂં છે ત્યાં જગ્યા આપશો ? કહો, પૈસા લઇને આપી શકશો ?

ઘર ધણીએ પૂછયું, તમે કોણ છો ?

મુસાફરે કહ્યું. સાહેબ, હું પીમ્વાસોંથી આવ્યો છું. મેં આખો દિવસ મુસાફરી કરી છે. હું બાર લીગ ચાલી

આવ્યો છું. પૈસા લઇને આપશો? ખેડુતે કહ્યું કોઇ પણ પૈસા આપે તેને હું ના પાડતો નથી. પણ તમે હૉટલમાં શા માટે જતા નથી? ત્યાં જગ્યા નથી, મુસાફરે કહ્યું. છત, છત, શું એમ હોય? આજ કાંઇ મારકીટમાં મેળો ભરાવાનો દિવસ નથી. તમે લાબારનાં હૉટલમાં ગયા હતા? હા. પણ હું જાણુતો નથી તે શા માટે જગ્યા આપી શકયો નહીં. શર્કો સ્ટ્રીટવાળાને ત્યાં ગયા હતા?

મુસાફરનો ગુંચવાડો વધતો ગયો. તે અચકતો અચકતો બોલ્યો, હા પણ તેઓ જગ્યા આપી શકયો નહીં. ખેડુતનો ચહેરો ધમકી ભરેલો લાગવા મંડયો. મુસાફરને તે માથાંથી પગ સુધી તપાસીને જોવા લાગ્યો, અને એકાએક ધ્રુજતે અવાજે બુમ પાડી. શું તમે તેજ છો કે જે......મુસાફરપર એકવાર ફરીથી નજર ફેરવી ત્રણ પગલાં પાછળ હઠી દિવાળ આગળથી બંદુક લીધી. શું તમે તેજ છો કે......ખેડુતના આ શબ્દો સાંભળી તેની સ્ત્રી ઉઠી ઉભી થઇ પોતાનાં છોકરાંને બગલમાં લીધાં અને ઝડપથી પોતાના વરની પછવાડે બરાબર આશ્રો લીધો. અને ઉઘાડી છાતી, અને આંખોમાં પ્રગટેલી બીક સાથે, મુસાફરને જોતાં બોલી "ચોરતું કૂતરૂં." આ સઘળું બોલી શકય તેથી પણ ટુંક વખતમાં બની ગયું. કેટલીક પળ ઝેહરી સાંપને જોય તેમ મુસાફને જોયા પછી ધરધણી બારણાં આગળ આવ્યો અને કહ્યું, ચાલી જા. મુસાફરે કરગરીને કહ્યું, ખુદાને ખાતર એક પીવાનાં પાણીનું ગ્લાસ આપો. એક બંદુકમાંથી ગોળી આપીશ, ખેડુતે કહ્યું. પછી ખેડુતે બારણું જોરથી બંધ કર્યું અને વધારે સંભાળને ખાતર, બે લોખંડના સળીઆઓ બારણાં પાછળ મજબુતી આપવાને આડા પડવાનો અવાજ સંભળાયો. તે પછી એક પળે બારીઓ બંધ થવાનો અને સાંકળોનો અવાજ આવ્યો. વધારે રાત પડતી ગઇ. આસપાસ પર્વત તરફથી આવતો બરફસરખો થંડો પવન ફુકવા

લાગ્યો. દિવસના ગુમ થતા ઉજાસમાં એક બાગમાં કાદવ અને ઘાસનું બનેલું ઝુપડું જોયું. જીવપર આવી એક લાકડાંની વાડ કુદાવી તે બાગમાં દાખલ થયો. તે ઝુપડાંની નજદીક ગયો જેનાં બારણાં દાખલ એક સાંકડું ગબારૂં હતું, જે બહુજ નીચું હતું; આ ઝુપડું રસ્તો સમારનારાઓ રસ્તાની બાજુએ ઉભું કરે છે તેવું હતું.

બેશક તેણે ધાર્યું કે આ રસ્તો સમારનારાનું ઝુપડું છે. તે ટાઢ અને ભુખથી હેરાન થઇ પડેલો હતો. તે ભુખ સહ ચલાવવા તૈયાર હતો અને કાંઇજ નહીં તો ટાઢ સામે રક્ષણ આપવાને આ ઝુપડું કામ લાગે. આવી પ્રકારનાં ઝુપડાંમાં રાતે કોઇ રહેતું નથી. તે પેટ ઉપર ફસડતો ઝુપડાંમાં દાખલ થયો. ત્યાં કાંઇક ગરમી મળી અને એક ઘાસનાં પેંડાનું બિછાનું હતું તેપર સુતો અને થાકી ગએલો હોવાથી જરાક પણ હીલ્યો નહીં. પછી પોતાનો કોથળો પીઠપર બાંધેલો અડચણ કરતો હોવાથી અને વળી તકીઆ તરીકે કામ આવે એમ હોવાથી તેના પટા છોડવા માંડતો હતો એટલામાં જંગલી પશુનો ઘુરઘુર કરતો અવાજ સંભળાયો, તેણે પોતાની આંખો ઉંચકી જોયું તો અંધરાં વચ્ચેથી ઝુપડાંનાં ગબારાં આગળ એક ઘણાજ મોટા કૂતરાનું માથું દેખાયું. આ ઝુપડું તો કૂતરાનું ઘર હતું. મુસાફર પોતે જોરાવર અને હિંમતવાન હતો. તે પોતાની લાકડી હાથમાં લઇ કોથળાને ઢાળ બનાવી ઝુપડાંની બહાર નીકળાએ તેમ નીકળયો, પણ તેમ કરતાં તેનાં અંગપરનાં ચીંડડાંસરખાં વસ્ત્રોમાં પડેલી ફાટો કુતરાએ ખેંચીતાણીને મોટી કરી મૂકી હતી. તે, બાગમાંથી સરખાં પગલાં ભરતો પણ કુતરાને ડરેલો રાખવાને ફેન્સીંગ માસ્તરો (પટા ખેલનારા) ની ઢબ પ્રમાણે લાકડી રાખીને પાછલે પગે બહાર નીકળ્યો. ઘણી મહેનતે વાડ કુદાવીને પાછો રસ્તે પડયો, અને માથે છાપરાં વગર, કોઇ આશ્રાની જગ્યા વગર

પોતાને જોઇ એક પથ્થરપર બેસી ગયો અરક પડ્યો અને બોલ્યો એક કૂતરાના જેટલી પણ મારી સારી હાલત નથી— માણસ તો શું પણ કૂતરામાંભી ગણાઇ શકતો નથી!

તુરતજ તે પાછો ઉભો થયો અને આગળ ચાલવા માંડ્યું. ગામની બહાર નીકળ્યો અને કોઇક ઝાડ અથવા ઘાસની ગંજી નીચે આશ્રો મેળવવા આશા રાખતો હતો.

તે આ રીતે માથું ભોંય તરફ રાખીને કેટલોક વખત આગળ ચાલ્યો. જ્યારે સઘળી વસ્તીથી દૂર પોતાને જોયો ત્યારે તે માથું ઉંચું કરી આસપાસ શોધ ચલાવા લાગ્યો. તે હવે એક મેદાનમાં આવ્યો હતો, તેની આગળ નીચી ટેકડીઓ હતી કે જેનું ઘાસ કાપેલું હતું અને કાપણી પછી બોડેલાં માથાં જેવી દેખાતી હતી.

દ્રષ્ટિ મર્યાદા અંધારાંમાં હતી. રાતનું અંધારું હતું એટલુંજ નહીં પણ સર્વથી નીચલાં વાદળાં જાણે ટેકડી ઉપરજ હોય તેમ આખું આકાશ છવાઇ ગયલું હતું. ચંદ્ર ઉપર આવતો તેમ સાંજનાં ઝઝકળાં જેવી રોશની સફેદાઇ પકડતાં આકાશના ગુંમ્બજપરથી ભોંય ઉપર પડેલી લાગતી. આકાશ કરતાં જાણે જમીનપર રોશની વધારે હતી, જે ખરેખર વધારે ઉદાસીભરેલું અને ભયાનક લાગે છે. તે વચ્ચે ટેકડી દ્રષ્ટિ મર્યાદામાં કંગાળ દેખાવ કરતી હતી. સઘળો દેખાવ સામટો લેતાં કાંઇ કંપારી છોડવે તેવું, તુચ્છ અને કરડવા આવે તેવું લાગતું.

મેદાનમાં અને ટેકડીપર મળીને એકજ ઠુંઠું, બોડકું, વાંકુટીકું વળી ગયલું ઝાડ હતું. જે, મુસાફરથી કેટલાંક પગલાં દૂર હતું. બુદ્ધિ અને કલ્પણા વડે કુદરતની ભેદી બાજુ તરફ જોવાની લાગણી તેનામાં હતી નહીં, તોપણ આકાશ, ટેકડી, મેદાન, અને પેલું કંગાળ ઝાડ એવો તો

પૂરેપૂરો નાશનો ખ્યાલ આપનારો ઉજ્જડ દેખાવ કરતાં હતાં કે તે એક પળ, હીલ્યાચાલ્યા વિના વમાસ્તો ઉભો રહ્યા પછી, ઝડપથી પગલાં ભરવા લાગ્યો. કેટલીક વખત કુદરતનો દેખાવ શત્રુના દેખાડતો જેવો લાગે છે.

તે કાંઇક પાછો ફર્યો, દીનની ભાગળના દરવાજા બંધ થયા હતા. દીન ગામને ધર્મ માટે ઉઠેલી લડાઇ વખતે ઘણીક વાર ઘેરો ઘાલવામાં આવ્યો હતો. તેની આસપાસ હજી પણ નાના ચોખંડા મિનારા ધરાવનારી જુની દિવાલો હતી, કે જે પાછલા વખતમાં ભાંગીતોડી નાખેલી હતી. એક ભંગાણ હતું તેમાંથી તે ગામમાં પાછો દાખલ થયો. રાતના આઠ વાગેલા હશે. ગામના રસ્તા માલમ ન હોવાથી તે પાછો જવાય ત્યાં જવા લાગ્યો. એમ કરતાં તે 'પ્રીફેક્ચુર'નાં સરકારી મકાન આગળ થઇ, સ્કુલ છોડી, દેવળ આગળ આવ્યો. દેવળને તેણે પોતાની મુક્કી બતાવી. આ ઠેકાણે એક ખુણામાં છાપખાનું છે. આ છાપખાનાંમાં, એલ્બાના ટાપુમાંથી લશ્કર માટે કાઢેલો ઢંઢેરો પેહલીવાર છપાયો હતો. જે ઢંઢેરો પાદશાહ નેપોલ્યને પોતે ઘડી કાઢ્યો હતો. થાકી ગએલો હોવાથી અને બીજી કાંઇ આશા ન હોવાથી તે છાપખાનાના દરવાજા આગળ એક પથ્થરના બાંક છે તેપર સુતો. તેજ પળે દેવળમાંથી એક ઘરડી સ્ત્રી બહાર આવી. તેણીએ અંધારાંમાં તેને સૂતેલો જોઇ પૂછ્યું, ભાઇ તું અહીં શું કરે છે? તેણે સખતાઇથી અને ગુસ્સાથી જવાબ આપ્યો. હું શું કરૂં છું તે તમે જુઓ છો, મારાં ભલાં બાઇ. હું સુતો છું. તેણીએ કહ્યું, બાંક ઉપર? તે બોલ્યો, ઓગણીસ વર્ષ સુધી મારૂં ગોદડું લાકડાંનું હતું, આજે પથ્થરનાં ગોદડાંપર સુતો છું. તેણીએ પૂછ્યું, તમે લશ્કરમાં સિપાહ હતા? હા, ભલાં બાઇ, સિપાહ હતો. તમે હોટલમાં શા માટે નથી જતા? કારણકે મારી કને પૈસા નથી. અફસોસ!

મૅડમ બોલ્યાં, મારી ઠેલીમાં ચાર સુથી વધારે નથી. જે હોય તે આપો, તેણે કહ્યું. મુસાફરે પેલા ચાર સુ લીધા. મૅડમ બોલ્યાં, આટલા પૈસા સાથ હોટલમાં ઉતરી શકશો નહીં. આ રીતે તમે રાત પસાર કરો તે અશક્ય છે. બેશક તમે ભુખ્યા હશો અને તમને ટાઢ લાગતી હશે. દયા ખાતર તમને ઉતારો આપવામાં આવશે.

બધાં બારણાં હું ઠોકી ચુકયો છું, મુસાફરે કહ્યું. મને બધેથી હાંકી કાઢવામાં આવ્યો છે. પેલી ભલી સ્ત્રીએ તેનો હાથ પકડી સામી બાજુએ એક નાનું મકાન જે વડા ધર્મગુરૂનું હતું તે દેખાડયું અને ફરી પૂછયું, તમે સઘળાં બારણાં ઠોકયાં પણ આ ઠોકયું છે? નહીં, મુસાફર બોલ્યો. ત્યારે જાઓ ત્યાં જઈ ઠોકો, મેડમ બોલ્યાં.

---

## પ્રકરણ ૨ જું.

## સાવચેતીની ડહાપણને સલ્લાહ.

તે સાંજે દીનના બીશપ (વડા ધર્મગુરૂ) ગામમાં ફરી આવીને પોતાના ઓરડામાંજ રહ્યા હતા.

'ફરજ' ઉપર પુસ્તક લખવાની મોટી જેહમત એંચી રહેલા હતા, કે જે પુસ્તક કમનસીબે પૂરૂં થયા વિના રહી ગયું છે, તેમણે ફરજની બાબતમાં જે સઘળું પાદરીઓએ અને વિદ્વાનોએ કહ્યું છે તે સંભાળથી વર્ણવ્યું હતું. તે પુસ્તક બે ભાગમાં વહેંચેલું હતું.

એક ભાગ સર્વની ફરજ વિષે અને બીજો ભાગ દરેક જન જે વર્ગના હોય, તે સંબંધમાં પોતાની ફરજ શું હોય તે વિષે હતો. સર્વની ફરજોમાં મોટી ફરજો સમાય છે. તે ફરજો ચાર છે. સેંટમેથ્યુ આ પ્રમાણે વર્ણવે છે. ખુદા તરફની

ફરજ (મેથ્યુ) પોતાની તરફની ફરજ (મેથ્યુ પ્ર., ૨૦,૩૦) પડોસી તરફની ફરજ (પ્ર. ૭, ૧૨). પ્રાણી માત્ર તરફની ફરજ (મેથ્યું પ્ર. ૫, ૨૦૨૫) બીજી ફરજો બીશપે બીજે ઠેકાણેથી સંગ્રહ કરી હતી, જેમકે રાજકર્તાઓની, પ્રજાની તે 'રોમનોને સંદેશો' માંથી લીધી હતી. મેજીસ્ત્રેતોની ફરજો, ધણીધણીઆણીની ફરજો, માતાઓની, છોકરાંઓની, જે સેંટપીતર પ્રમાણે લીધી હતી. વર તરીક, બાપ તરીકેની અચ્ચાં તરીકેની, નોકર તરીકેની ફરજો એફેશીઅનનાં પ્રકરણમાંથી એકઠી કરી હતી. દીનદારોની ફરજ, 'હીબ્રુઓને પત્ર' પરથી લીધી હતી. કુમારીકાઓની ફરજો 'કોરીનથીઅનોને પત્ર' પરથી લીધી હતી. ઘણી મેહનતે આ સઘળું બંધએસ્તી રીતે વર્ણવી પુસ્તક રચ્યું હતું જે આ દુનિઆના આત્માઓને ભેટ આપવા ધારતા હતા. હમણાં રાતના આઠ વાગ્યા હતા. ત્યારે પણ ઘુંટણપર એક મોટી ઉઘાડી ચોપડીપર મુકીને નાના નાના કાગળના તાવોપર લખ્યા જતા હતા, એટલામાં મેડમ મેગલ્વોર પોતાની હમેશની રીત પ્રમાણે પલંગ પાસેની કબાટમાંથી ખાનાં માટે રૂપાંની રકાબીઓ વગેરે લેવાને ઓરડામાં દાખલ થયાં. થોડાવાર પછી ટેબલપર ખાવાનું આવ્યું હશે અને પોતાની બહેન વાટ જોતી હશે એમ સમજી ચોપડી બંધ કરી. ઉઠીને જમવાના ઓરડામાં ગયા. જમવાનો ઓરડો ચીમની સાથનો હતો, તેનું બારણું મહોલ્લા તરફ હતું અને બારીએથી બાગમાં જવાતું હતું. મેડમ મેગલ્વોરે ટેબલપર ખાનું મૂકવાનું કામ હવે પૂરૂં કર્યું હતું.

ટેબલપર ખાનું ગોઠવતાં તેણી મેડમોયસલ બૅપતીસ્તાઈન સાથ વાત કરતી હતી. ટેબલપર એક દીવો હતો, ટેબલ ચીમની નજદીક હતી, અને અગ્નિ સળગાવેલો હતો. આ બંને સ્ત્રીઓ જેઓએ ૬૦ મું વર્ષ પસાર કર્યું હતું તેમની છબી સેહલથી મનપર રહે એવી હતી. મેડમ મેગલ્વાર નાનાં

કદની, ડાંગી અને ચપળ હતી, મૅડમ ઓસલ ઍપતીસ્તાઇન મધુર દેખાવની, પાતળી, નાજુક બાંધાની, પોતાના ભાઇ કરતાં કાંઇક મોટાં કદની હતી. રેશમી પોશાક પેહરેલો હતો જે ૧૮૦૬ ની ફૅશનનો હતો અને પેરીસથી ખરીદેલો તે હજી ટકતો હતો. એક ખ્યાલ જાહેર કરવાને એક આખું પાનું પૂરતું ન થાય, તે એક શબ્દમાં જાહેર કરવાને સાધારણ થઇ પડેલા બોલ ઉછીના લઇએ તો આપણે કહીશું કે મૅડમ મેગલ્વોર ખેડુત અથવા ગામડીઅન જેવી લાગતી હતી, અને મૅડમોયસલ ઍપતીસ્તાઇન બીબી જેવા લાગતી હતી. મૅડમ મેગલ્વારે એક ઝાલરવાળી સફેદ ટોપી પેહરેલી હતી, ગળાંમાં સાંકળીએ ક્રૅાસ લટકાવેલો હતો. જે ઘર મધેનું સ્ત્રીને લગતાં ઘરેણાંમાં ગણાતું એકજ હતું. એક ટુંકી પણ પહોળી બાંયવાળા કાળી ઝાલર સાથના પોશાકમાં એક ઘણો સફેદ રૂમાલ દેખીએ તેમ ખોસેલો હતો. સુતરાઉ 'એપરન,' લાલ અને લીલા પટા સાથનું તેવીજ લીલી રીબને કમરે બાંધેલું અને ઉપર બે ટાંચણીએ તેનાં બે ખૂણાં જોડી દીધાં હતાં.

પગમાં મોટાં બુત હતાં, અને મારસલ્સની સ્ત્રીઓ પેહરે છે તેવા પીળાં મોજાં હતાં.

મેડમોસલ ઍપતીસ્તાઇનનો પોશાક ૧૮૦૬ ની ફૅશન પ્રમાણે બનાવેલો હતો. જે ટુંકો, દાંમન આગળથી તંગ, બતન સાથની કાપેલી બાંય જે ખભાંપરથી ઉપસાવેલી હતી. તેણીએ પોતાના ભૂરા વાળ એક ગુલછા વળેલી વાળની ટોપીએ 'બચ્ચાં સલી' કહેવાતી રીતે ઢાંકયા હતા. મેડમ મેગલ્વોર દેખાવે હુશીઆર, ઝડપવાળી અને ભલી હતી. તેનીનાં મ્હોડાંનાં બે ખૂણાં એક સરખાં ઉંચાં હતાં નહીં, અને ઉપલો હોઠ નીચલા કરતાં વધારે જાડો હોવાથી તેણી કાંઇક ચીરડાઉ અને મગરૂર લાગતી હતી. જેઠ મુંગા રહેતા કે તેણી મક્કમ-

પણે તોપણ માનથી અને છુટાપણુંથી તેમની સાથ વાત કરતી. પણ શેઠ બોલતા કે તેણી તેમની બહેન માફક ચુપ રહી તાબેદારીથી સાંભળતી.

મેડમોસલ બૅપતીસ્તાઇન જવલેજ બોલતી, તાબેદારી દેખાડવામાં અને ભાઇને રાજી રાખવાની હદમાંજ રહેતી. તેણી જવાન હતી ત્યારે પણ દેખાવડી ન હતી, તેણીના ડોળા મોટા અને કાંઇક બહાર ઉપસેલા, નાક લાંબુ અને મરડાએલું હતું. તોપણ તેણીનો ચેહેરો, તેણીનું આખું શરિર અને દપછબ એક ભલી સ્ત્રી તરીકે વર્ણવી ન શકાય એવો અસરકારક છાપ જોનારપર પાડતો હતો. તેણીએ જાણે માયાળુ બનવાનેજ જન્મ લીધો હતો; ખુદાપર વિશ્વાસ, સખાવત, આશા, આ ત્રણ નેકીઓ તેણીના આત્માને પોતાની નરમ આકાશી ગરમી પૂરી પાડી તેણીની આખી જીંદગી બની ગયાં હતાં, અને આસ્તે આસ્તે એક સાધવીના દરજ્જાએ પહોંચાડી હતી. કુદરતે તેણીને એક નિર્દોષ મેંઢું બનાવી હતી, ધર્મે તેણીને ફરેસ્તો બનાવી હતી. તે સાંજે બીશપને ઘેર જે સઘળું બન્યું હતું, તે મેડમોસલ બૅપતીસ્તાઇને વાત કરતાં એટલી બધી વાર લોકને કહ્યું હતું કે ઘણાં જન જે હજી જીવતાં છે તેઓ હજીસુધી બારીકીથી સઘળું વર્ણન કરી શકે છે.

બીશપ ઓરડામાં દાખલ થયા તે વખતે મેડમ મેગલ્વોર કાંઇક ઉલટથી વાત કરતાં હતાં. મેડમોસલ બૅપતીસ્તાઇનને એક વાત જે આગળ અનેકવાર કહેલી, અને બીશપને તેજ વાત મુગા મુગા સમજ્યા કરવાની આદત પડી ચુકેલી, તે કહી સમજાવતાં હતાં. ઘરમાં દાખલ થવાનાં બારણાંની અડગણીનીજ તે વાત કરતાં હતાં. એમ માલમ પડે છે કે ખાનાંને માટે કેટલીક ચીજ લેવા જતાં મેડમ મેગલ્વોરે જુદી જુદી જગ્યાએ કાંઇ વાતો થતી સાંભળી હતી. લોકો એક ખરાબ દેખાવના ભટકતા શખ્સ માટે વાત કરતાં હતાં. કોઇ ભામતો

ગામમાં આવી પુગેલો હતો, અને તે ગામના કાંઇક ભાગમાં હોવો જોઇએ, અને તે રાતે જેઓ મોડા ઘર જશે તેમને તેની સાથ બાથ બીડવી પડશે. પોલીસે ઘટતું કર્યા વિના બેસવામાં ઘણું ખરાબ કર્યું છે, અને મીસ્તર પ્રીફિતે અને મેયરે જે બનતું હતું તે સામે ઇલાજ લઇ મહેનતમાં પડવાને પસંદ કીધું નથી. ડાહ્યા માણસોએ હવે પોતાની સંભાળ લેવાને પોતેજ પોલીસ બનવું જોઇએ. બરોબર સઘળું બંધ-બસ્ત રાખી, સાંકળો, ખીલીઓ અને લોઢાંના સળીઆઓથી મજબુતી આપી બારણાં બંધ રાખવાં જોઇએ છે.

મેડમ મેગલ્વોરે છેલ્લા શબ્દપર ભાર મૂકયો. પણ બીશપ પોતાના ઓરડામાં થંડી લાગતી હતી ત્યાંથી આવ્યા. તે ચીમની આગળ તાપણું કરવા બેઠા, અને પછી કાંઇક બીજા વિચારમાં પડ્યા તેમણે, મેડમ મેગલ્વાર બોલ્યાં તે શબ્દો સાંભળ્યા નહીં. અને મૅડમોયસલ બૅપતીસ્તાઇન પોતાના ભાઇને નાખુશ કર્યા વગર મેડમ મેગલ્વારને સંતોષ આપવા ઇચ્છતાં હતાં તેથી બીતાં બીતાં બોલવાની હિંમત કરી કહ્યું ભાઇજી, મેડમ મેગલ્વોરે કહ્યું તે તમે સમજ્યું કે? બીશપે જવાબ દીધો, મેં કાંઇક થોડું અરધું ભાગું સાંભળ્યું છે. પછી પોતાની ખુરસી જરા ફેરવી, પોતાના બંને હાથો ઘુંટણપર ટેકવીને, ઘરડી નોકર સ્ત્રી તરફ પોતાનો દિલોજાનથી ભરેલો, હસમુખો ચેહરો ઉંચો કરી બોલ્યા—જોઇએ, શી વાત છે? મને લાગે છે કે આપણી ઉપર કોઇ મોટી આફત આવી પડી છે. મેડમ મેગલ્વોરે સઘળી તવારીખ કાંઇક ફેરફાર સાથ પાછી કહેવાનું શરૂ કર્યું. કોઇ ભામતો પગમાં જોડા વગરનો, ધાસ્તી ભરેલા ભિખારી જેવો તે ઘડીએ ગામમાં આવી પહોંચ્યો હતો. તેણે જેકાન લાબારનાં હૉટલમાં ઉતારો લેવા માગ્યું, જેણે તેને ઉતારો આપ્યો નહીં. લોકોએ તેને બુલીવાર ગેસેનડી તરફથી આવતો જોયો, અને અંધારામાં ભટકતો

ફરતો હતો. ફાંસીના માચડા લાયક હોય તેવો ભયંકાર દેખાવનો હતો.

ખરેખર! બીશપ બોલ્યા.

આ રીતે પૂછવાથી મેડમ મેગલવારને હિંમત આવી. તેણીએ આ પૂછવાનો અર્થ એવો કર્યો કે બીશપ કાંઈ ડરેલા હતા. તેથી ફત્તેહ માની લઈ વાત આગળ ચલાવી.

હા સાહેબ, એમજ છે તેણી બોલી આજ રાત્રે ગામમાં કાંઈ કમનસીબ બનાવ બનશે. સર્વે કોઈ એમજ કહે છે. એમ પણ કહે છે કે પોલીસ કાંઈ કામની નથી. પહાડમાં આવેલાં ગામમાં રહેવું અને રસ્તાઓપર દીવા પણ નહીં. કોઈપણ એ વેળા બહાર ફરવા માંગે તો તેને માટે સઘળું અંધારૂં ભાત. હું કહું છું તેની સાથ મેડમોસલ મળતાં થાય છે.

મેં ? મેડમોસલ બૅપતીસ્તાઈન બોલી ઉઠી, મેં તો કાંઈજ કહ્યું નથી. મારા ભાઈ જે કાંઈ કરે તે ખરૂં. મેડમ મેગલવારે આ વાંધો લેવાએલો સાંભળ્યોજ ન હોએ તેમ બોલવું ચાલુ રાખ્યું.

અમો કહીએ છીએ કે આ ઘરમાં સઘળી પ્રકારની સંભાળ લેવાઈ નથી. જો શેઠ રજા આપે તો હું લુહાર મી૦ પૉલીન મુસબ્બાને બોલાવી લાઉં કે બારણાંની અસલની આગળો અને ખીલીઓ પાછી નવેસરથી મૂકી મજબુત કરે.

હું કહું છું કે આગળી અને ખીલીઓ જોઇએજ. બહારથી કાંઈ પણ રસ્તે ચાલતો, અડગળી ઉંચકી અંદર દાખલ થઈ શકે તે બહુજ જોખમભરેલું છે, અને વળી શેઠ તો કોઈપણ આવે તેને આવો કરીનેજ કહે છે અને તે પણ મધરાત

હોય તે છતાં. ઓ મારા ખુદા! એમાં કોઇની રજા લેવાની પણ શી જરૂર છે......

આ ઘડીએજ કોઇએ જોરથી બારણું ઠોક્યું.

બીશપે કહ્યું, આવો.

---

## પ્રકરણ ૩ જું.

## તાબેદારીની પહેલવાની.

બારણું ઉઘડયું, કોઇએ મકકમપણે જોરથી આંચકો માર્યો હોએ તેમ એકદમ ઉઘડયું. એક માણસ દાખલ થયો તે માણસને આપણે ઓળખ્યે છીએ. તે આપણો મુસાફરજ હતો કે જે, કોઇ આશ્રો શોધતો ભટકતો આ પળ સુધી આપણે જોયો હતો. તે એક પગલું ભરી પાછો ઉભો રહી ગયો, અને પોતાની પછવાડે બારણું ઉઘાડુંજ રાખી આવ્યો હતો. પીઠ ઉપર કોથળો અને હાથમાં લાકડી હતી, તેના ચહેરાપરથી લાગતું કે તે થાકેલો, જીવપર આવેલો અને સખત દિલનો બની કાંઇક અસભ્ય થઇ ગયલો હતો. ચૂલામાંનાં બળતાંથી તેને જોઇ શકાતો હતો. તે જોવા ન ગમે તેવો, ભૂત જેવો લાગતો હતો. મેડમ મેગલ્વોરને બૂમ પાડવાનું પણ ચેત રહ્યું નહીં. તેણી કાંપતી અને ડોળા ફાડી ગાંડી સરખી ટીકયા કરતી હતી. મેડમોસલ બૅપતીસ્તાઇને ડોકું ફેરવીને પેલા માણસને જોયો, અને બીધેલી, પોતાની જગ્યાપરથી કાંઇક ચોંકી ઉઠી, પછી આસ્તે આસ્તે ચીમની તરફ ડોકું ફેરવી પોતાના ભાઇને જોવા લાગી, અને તેણીનો ચહેરો પાછો ઘણોજ શાંત બની ગયો. બીશપે શાંત નજરથી પેલા માણસને જોયો. નવા આવનારને તે શું માંગે છે તે પૂછવા માટે બીશપ મોઢું ખોલવા જતા હતા તેટલાં પેલો પોતાના બંને હાથ લાકડીપર

ટેકવીને, એક પછી એક ઘરડા બીશપને અને સ્ત્રીઓને જોતો હતો, અને બીશપને બોલવા દેવા અગાઉ મોટે સાદે પોતેજ બોલ્યો.

મારૂં નામ જાં વાલીયાં છે. હું જેલમાંથી છુટેલો છું. મેં ઓગણીસ વર્ષ જેલમાં કાઢયાં છે. હું ચાર દિવસ થયા ત્યાંથી છુટો છું. અને પોનતારલ્યે જવાને નીકળ્યો છું. તુલોનથી હું ચાર દહાડા ચાલતોજ રહ્યો છું, આજ મેં બાર લીગ મુસાફરી કરી છે. આજ સાંજે આ ગામમાં આવતાંજ હું એક હૉટલમાં ઉતારો લેવા ગયો, જ્યાંથી મને પાછો ફેરવવામાં આવ્યો કારણ કે તાઉનહૉલમાં જેલમાંથી છુટવાની પીળી ચીઠી સત્તાવાળાઓને દેખાડવા ગયો હતો.

હું એક હૉટલમાં ગયો, ત્યાંથી કહ્યું ચાલી જા. એક ઠેકાણે કહ્યું તેમજ બીજે ઠેકાણેથી કહ્યું ચાલી જા. કોઇ મારી હાજરી સાંખી શકતું નથી. હું ગામની જેલમાં પણ આશ્રો શોધવા ગયો. દરબાને મને દાખલ કરવા ના પાડી. એક કૂતરાને ઘર પણ જઇ આવ્યો. કૂતરાએ મને કરડયો, અને હાંકી કાઢયો, જાણે કે તે પણ એક માણસજ હોય તેમ મારી તરફ વર્ત્તયો. કોઇ કહેશે કે હુ કોણ હતો તે કૂતરો પણ જાણતો હતો. ગામની બહાર મેદાનમાં તારાઓની નીચે ભોંયપર સૂવા ગયો. તારા પણ જાણે મને જોઇને ગુમ થઇ ગયલા. મને લાગ્યું કે વરસાદ આવશે, અને વરસાદ આવતો અટકાવવાને મારે માટે ભલો ઇશ્વર છેજ નહીં, અને હું ગામમાં કોઇક ખૂણું મળે એવા વિચારથી પાછો ફર્યો. એક ચોગાનમાં ગથ્થરપર સૂતો હતો ત્યાં એક ભલી બાઇ આવી અને મને તમારૂં ઘર દેખાડી કહ્યુ, ત્યાં જઇ બારણું ઠોકો, મેં તે પ્રમાણે બારણું ઠોક્યું છે. શું આ હૉટલ છે? મારી કને પૈસા છે. મારા એકઠા કીધેલા પૈસા છે. ઓગણીસ વર્ષ બંધીખાનાંમાં સખત મજુરી કરી ૧૦૯ ફ્રેંક, પાંચ સુ

મેળવ્યા છે. હું પૈસા આપીશ. હું એ પૈસાને શું કરવાનો છું. મારી કને પૈસા છે. બાર લીગ ચાલી આવ્યો છું, અને ઘણોજ થાકી ગયો છું. મને બહુજ ભૂખ લાગી છે. તમો ઇચ્છો છો કે હું અહીંઆં રહું.

મેડમ મેગલ્વોર એક રકાબી ટેબલપર વધારે મૂકજો, બીશપે કહ્યું. મુસાફરે ત્રણ પગલાં આગળ ભર્યાં અને ટેબલ-પરના દીવા આગળ પહોંચ્યો. કાંઇ સમજ્યો ન હોએ તેમ બોલ્યો સબર, રકાબીની કે જમવાની વાત નથી. તમે સમજ્યા છો? હું જેલમાંથી છુટેલો છું, જનસમાજની બહાર મૂકાએલો છું. તેણે પોતાનાં ગજવામાંથી એક મોટું પીળું કાગળ કાઢી ઉઘાડીને આગળ ધર્યું. આ જેલમાંથી છુટવાની ચીઠી છે. જુઓ એ પીળી છે, જ્યાં પણ જાઉં ત્યાંથી હાંકી કઢાવવાને એ કામ લાગી છે. તમે વાંચવા ઇચ્છો છો. હું પણ વાંચી જાણું છું હું જેલમાં વાંચતાં શીખ્યો. જેઓ વાંચતાં શીખવા માંગે તેમને માટે ત્યાં એક નિશાળ છે. લો, જુઓ આ છુટો થવાને મળેલી પરવાનગીની ચીઠીમાં શું લખ્યું છે. "જાંવાળીયાં જેલમાંથી છોડી મૂકવામાં આવેલો બંધવો......ગામનો રહેવાસી—(જ્યાંનો પણ રહેવાસી હોય તે તમને...... જેલમાં ઓગણીસ વર્ષ રહ્યો છે. ઘર ફાડીને ચોરી કરવા માટે પાંચ વર્ષ. ચાર વખત જેલમાંથી નાસી જવાની કોશેશ કરવા માટે ચઉદ વર્ષ. આ માણસ ઘણોજ જોખમ ભરેલો છે." લો! આખી દુનિઆએ મને દુનિઆની બહાર કાઢયો છે. તમે મને ઘરમાં લેવા ઇચ્છો છે? શું આ હોટલ છે? તમે મને ખાવાનું અને સુવાની જગ્યા આપવા ઇચ્છો છો? તમારો તબેલો છે?

બીશપ બોલ્યા, મેડમ મેગલ્વોર પલંગપર સફેદ ચાદર અને કુરતની નાંખજો. આ બંને સ્ત્રી કેવી પ્રકારે તાબે-દારીમાં હતી તે અમે આગળ વર્ણવ્યું છે.

મેડમ મેગલ્વોર બીશપના હુકમો બજાવવાને ઓરડા બહાર ગયાં. બીશપ, મુસાફર તરફ ફર્યાં, અને કહ્યું, મીસ્તર, ખુરસીપર બેસો અને તાપણું કરો. એક પળમાં આપણે જમવા બેસશું, અને તમે જમી રહો તેટલાં તમારૂં બિછાનું તૈયાર થશે. હવે મુસાફર પૂરેપૂરૂં સમજી ગયો. તેનો ચેહરો જે ઉદાસીભરેલો અને સખતાઇ પકડેલા લાગતો હતો, તે ગુચવાડાથી, શકથી, ખુશાલીથી ભરાએલા બન્યો અને અસાધારણ દેખાવા લાગ્યો.

મૂઢ પેરે તે તત-ફફ કરતો બોલવા લાગ્યો. શું આ ખરૂં છે? તમે મારી દરકાર રાખો છો? તમે મને હાંકી કાઢતા નથી? હું કે જે એક જેલમાંથી છુટેલો બંધવો છું! તમે મને 'મીસ્તર' કરી બોલો છો. તમે મને 'તું તાં' થી બોલતા નથી! નીકળ કૂતરા! એમ કહેતા નથી કે જેમ મને હમણાં સુધી કહેવામાં આવ્યું છે. હું તો માનતો હતો કે તમે પણ મને હાંકી કાઢશો. હું કોણ છું તે મેં એકદમ કહી દીધું. અરે! તે કેવી ભલી સ્ત્રી જેણે મને તમારૂં ઘર દેખાડયું! મારે માટે જમવાનું આવે છે! ગોદડાં ચાદર અને કુરતની સાથનું બિછાનું તૈયાર થાએ છે! દુનિઆનાં બીજાં બધાં લોક જમે છે અને સૂવે તેમ હું પણ જમવાનો અને સૂવાનો છું! એક બિછાનું! ઓગણીસ વર્ષ થયાં હું બિછાનાંપર સૂતો નથી. હું તમારાં ઘરની બહાર ચાલી જાઉં એમ તમે ઇચ્છતા નથી! તમે કાંઇ લાયક આસામીઓ છો! વળી મારી કને પૈસા છે. પૂરતી રીતે હું બીલ ચુકવી આપીશ. માફ કરજો, હૅાટલવાળા શેઠ આપનું નામ શું? જે પૈસા થશે તે હું સઘળા ચુકવી આપીશ. તમે ખરેજ ભલા માણસ છો. હૅાટલવાળા છો, નહીં? હું પાંદરી છું. બીશપે કહ્યું, અને અહીંઆં રહું છું. મુસાફર બોલ્યો, પાદરી! ઓ ભલા પાદરી! ત્યારે તમે મારી કને પૈસા લેવા માંગતા

નથી? તમે ક્યુરેત છો? નહીં? પેલું મોટું દેવળ છે તેના ક્યુરેત કે? ખરેજ હું ઢોર સરખો છું મેં આપની પાદરી લોકની ટોપી પણ જોઇ નહીં. એમ વાત કરતાં તેણે પોતાનો કોથળો અને લાકડી એક ખૂણાંમાં મૂક્યાં. પોતાની જેલમાંથી છુટવાની 'પાસપોર્ટ' ગજવામાં મૂકી અને ખુરસીપર બેઠો.

મેડમોસલ બેપ્તીસ્તાઇન માયાળુપણે તેની તરફ જોવા લાગ્યાં.

મુસાફરે વાત ચાલુ રાખી. ક્યુરેત સાહેબ, આપ દયાળુ છો, ધિક્કાર શું તે આપ જાણતા નથી.

એક ભલો પાદરી માયાળુ હોય છે. ત્યારે મારી કનેથી જમવા અને સુવા માટે પૈસા લેવાની આપ દરકાર રાખતા નથી?

નહીં, બીશપ બોલ્યા, પૈસા તમારી કનેજ રાખો. તમારી પાસે કેટલા પૈસા છે? તમે ૧૦૯ ફ્રેંક મને કહ્યું હતું, નહીં? અને બીજા પાંચ સુ, મુસાફરે ઉમેર્યું.

બીશપ બોલ્યા, ૧૦૯ ફ્રેંક, પાંચ સુ મેળવતાં તમને કેટલો વખત લાગ્યો? ઓગણીસ વર્ષ, મુસાફરે કહ્યું.

ઓગણીસ વર્ષ! બીશપ ચમકીને બોલ્યા અને ઉંડો શ્વાસ લઇ નિસાસો નાંખ્યો. મુસાફરે પાછી વાત ચાલુ કરી. હજી મારી કને સઘળા પૈસા એમને એમ છે. ચાર દિવસમાં મેં માત્ર પચીસ સુ ખરચ્યા છે, કે જે પચીસ સુ મેં ગ્રાસ ગામમાં ગાડાં ખાલી કરવાનું કામ કરી મેળવ્યા હતા. તમે દેવળના આબે છો, એટલું હું તમને કહીશ કે અમારી જેલમાં પણ એક 'આમોન્યે' હતો અને એક વેળા મેં એક બીશપને જોયા હતા. તે મેઓરના બીશપ હતા, તેમને મેં માર્સેલ્સમાં જોયા હતા. તે ક્યુરેતના ઉપરી ક્યુરેત છે. માફ કરજો તમે તે જાણો છો. એ તે તમને કહી સમજાવવામાં ખોટું કર્યું, પણ મારા જેવા માટે એવી બાબદ કહેવું છે.

બંધીખાનાની વચ્ચે તેમણે 'માસ'ની ક્રિયા કરી હતી, તેમનાં માથાંપર કાંઇક અણીવાળું સોનાનું પહેરેલું હતું. મધ્ય બપોરે તે ચકચકી રહ્યું હતું. અમે ત્રણ બાજુએ હારમાં ગોઠવાએલા હતા. તોપો, સળગાવેલી મીનબતીઓ તરફ અમારૂં મોહડું હતું. અમે બરોબર જોઇ શકયા નહીં. તે કાંઇ બોલ્યા પણ સઘળું ભેદભરેલું હતું. અમે કાંઇ સમજ્યા નહીં. લો બીશપ શું તે હવે જાણ્યું.

તે વાત કરતો હતો ત્યારે બીશપે બારાગું હમણાં સુધી ઉઘાડું જ પડયું હતું તે તરફ જઇ બંધ કર્યું.

મેડમ મેગલ્વોર પાછી આવી. તેણી એક રકાબી લાવી હતી તે ટેબલપર મૂકી.

બીશપ બોલ્યા, મેડમ મેગલ્વાર આ રકાબી તાપણાંની નજદીક મૂકો, અને પરોણા તરફ ફરી, કહ્યું, આલ્પસ પર્વત આગળ રાતનો પવન બહુજ ઠંડો નીકળે છે. મીસ્તર તમને બહુ ટાઢ લાગતી હશે.

દરેક વખત બીશપ મીસ્તર કરી નરમ ગંભીર અવાજે બોલતા ત્યારે મુસાફરનો ચહેરો ઝળક મારતો. જેલમાંથી છુટેલા બંધવાને મીસ્તર શબ્દ. 'મેડયુસા' નામનું લડાઇનું બારકસ દરીઆમાં ભાંગ્યું અને બચેલાઓ તરસથી રીબ્યા હતા, તેમને એક પાણીનું ગ્લાસ મળ્યું હોય તે મીસાલ છે. બેઆબરૂ થયલાંને માનની તરસ હોય છે,

બીશપે કહ્યું, આ દીવો બરાબર બળતો નથી. મેડમ મેગલ્વોર બીશપના સુવાના ઓરડામાં ચીમની નજદીક બે રૂપાંની 'કેન્ડલ સ્તીક' હતી તે લાવ્યાં અને સળગાવીને ટેબલપર મૂકી.

મુસાફર બોલ્યો કયુરેત સાહેબ, આપ ખરેજ ભલા છો. આપ મને ધિક્કારતા નથી. તમે મને તમારાં ઘરમાં લીધો છે. તમે મારે માટે તમારી મીનબતીઓ સળગાવી છે. તો જો કે હું કયાંથી આવ્યો તે મેં તમારાથી છુપાવ્યું નથી,

અને હું કેવો કંગાલ છું ને મેં જણાવ્યું છે. બીશપે તેની પાસે બેસી માયાળુપણે તેના હાથપર પોતાનો હાથ ફેરવી કહ્યું, તમે કોણ છો તે મારે જાણવાની જરૂર નથી. આ ઘર મારૂં નથી એ ખુદાનું ઘર છે. આ બારણેથી જે કોઈ દાખલ થાય તેનું નામ પૂછવામાં આવતું નથી પણ તેનું દુઃખ શું છે તે પૂછવામાં આવે છે. તમે દુઃખમાં છો, તમને ભૂખ અને તરસ લાગી છે. તમને અહીં આવકાર આપવામાં આવે છે. મને આભારના શબ્દ કહેશો નહીં. મેં તમને મારા ઘરમાં લીધા નથી. જેને આશ્રાની જરૂર હોય તેનેજ માટે આ ઘર છે. અહીંઆં હું પોતે મારા ઘરમાં હોઉં તેના કરતાં તમે તમારાંજ મકાનમાં છો એમ વધારે કહી શકાય. અહીંઆં જે છે તે તમારૂં છે. તમારૂં નામ જાણવાની મને શી જરૂર છે. વળી તમે મને કહ્યું તે અગાઉજ હું તમારૂં નામ જાણતો હતો. મુસાફર અચરતીથી આંખ ફાડી જોવા લાગ્યો. ખરેખર! તમે મારૂં નામ જાણતા હતા? હા, બીશપે કહ્યું તમારૂં નામ મારા ભાઈ છે.

બીશપે બોલવું ચાલુ કર્યું, હા, તમે એક દુઃખાવસ્થાની જગ્યામાંથી બહાર નીકળ્યા. સાંભળો, સો પાપ કર્યા વગરનાના સફેદ પોશાક માટે પેલી દુનિઆમાં ખુશાલી વ્યાપે તેના કરતાં રડતા ચેહરાના એક, ખરો પશ્ચાતાપ કરી પાપથી પાછા ફરનાર માટે ઘણી વધારે ખુશાલી વ્યાપી રહેશે. જો તમે તમારી બંધીખાનાની દુઃખભરેલી જગ્યાએથી માણસજાત તરફ ધિક્કાર અને ગુસ્સાની લાગણીઓ અને વિચારો સાથ બહાર નીકળ્યા હોવ તો ખરેજ તમારી હાલત દયાજનક છે જો તમે પરોપકાર અને સર્વ માટે સારૂં ઇચ્છનાર બની નીકળ્યા હોવ તો અમારામાંના કોઈ પણ કરતાં તમે વધારે ચડતા છો.

મેડમ મેગલ્વોરે ખાનું ટેબલપર લાવી મૂક્યું હતું, જે સાદું પણ પુષ્ટિકારક હતું.

બીશપનો ચેહરો પરોણાગત કરવાની આશીઅત ધરાવનારાઓ માફક એકદમ હસમુખો અને ખુશમીજાજી બની ગયો. તેમને, કોઇ પરોણો તેમની સાથ જમતો ત્યારે બોલવાની આદત હતી તેમ બોલી ઉઠયા, ચાલો સાહેબ, ખાનું તૈયાર છે. તેમણે પરોણાને પોતાના જમણા હાથપર બેસાડયો. બીશપના ડાબા હાથપર મેડમોસલ બૅપ્તીસ્તાઇન જે શાંત અને મધુર ચેહરાનાં દેખાતાં હતાં તે બેઠાં. પેહલાં બીશપે ખાનું બખશનાર ખુદાની શોકર ગુજારી કરી, પછી પોતાની હમેશની રીત પ્રમાણે પીરસ્વા માંડયું. મુસાફર આતુરતાથી જમવા લાગ્યો.

બીશપ એચિંતા બોલ્યા, મને લાગે છે કે કાંઇક ટેબલપર આવવાનું રહી ગયું છે. મેડમ મેગલ્વોરે ત્રણ જન માટે જોઈતી ત્રણ રકાબીજ મૂકી હતી, જ્યારે, બીશપ કોઈ બહારનાં માણસ સાથ જમતા ત્યારે સઘળી છ રૂપાંની રકાબીઓ ટેબલપર ગોઠવવાનો ધારો હતો—કે જે એક નિર્દોષ ઠાઠમાઠ માત્ર હતો.

આ ઘરમાં જ્યાં માયાળુપણું અને ગરીબાવસ્થા જેવી સાદી જીંદગીની રીત જોડાએલાં હતાં, ત્યાં આ રૂપાંની રકાબીનો ઠાઠમાઠ અને લખલુટપણું માત્ર બચ્ચાં સહી હોંશ દેખાડી રમુજ આપે તેવું હતું, અને ગરીબાઇને દરજ્જાવંત બનાવનારૂં હતું. મેડમ મેગલ્વાર સમજી ગયાં, અને એક શબ્દ બોલ્યા વગર ઓરડાની બહાર ગયાં અને બીશપે માંગેલી ત્રણ રકાબીઓ લાવી ટેબલકલાથપર દીવાના પ્રકાશમાં ચળકતી ત્રણે જન આગળ સરખી ગોઠવીને મૂકી.

### પ્રકરણ ૪ થું.

## પાનતારલીએની પનીરની 'ડરી' ના હેવાલ.

ખાનાંની ટેબલપર જમતાં જમતાં શું બન્યું હતું તેને ખ્યાલ આપવાને મેડમોસલ ઍન્તીસ્તાઇને મેડમદ બ્વારાવરોંપર લખેલાં કાગળમાંથી એક ભાગ ઉતારી લેવાનું ઘણું ઠીક થઈ પડશે.

... ... ... ... ... ... ... ...

તે કોઈપર ધ્યાન આપતો નહીં. ભૂખમરો વેઠનાર માફક આગળ કે પાછળ જોયા વગર ખાવામાં મંડેલો હતો. અને ખાઈ રહ્યા પછી બોલ્યો, કૃપાળુ પરમેશ્વરના ક્યુરેત સાહેબ આ સઘળું મારે માટે ઘણું સરસ છે. પણ મારે કહેવું જોઇએ કે ગાડાંવાળાઓ જેઓ મને પોતા જોડે જમવા બેસવા લાયક ન ગણતા હતા તેઓ તમારા કરતાં ઘણું સારૂં ખાય છે.

હું લખું છું તે આપણી વચ્ચે ખાનગીજ સમજવું-- તેના આ પ્રમાણે બોલવાથી મારો તો દમ ઘુંટાઇજ ગયો. મારા ભાઇએ જવાબ આપ્યો, મારા કરતાં તેઓ ઘણા થાકી જાય એટલું કામ કરે છે તે બોલ્યો, નહીં, તેઓ કને ઘણા પૈસા છે, અને હું સારી પેઠે જોઈ શકું છું કે તમે ગરીબ છો. કદાચ તમો ક્યુરેત પણ નથી. જો માત્ર તમે ક્યુરેત હોત ? ઇશ્વરને ત્યાં ઇનસાફ હોત તો તમે ક્યુરેત થવા ખરેજ લાયક છો.

ઇશ્વરે મને ઇનસાફ આપ્યો છે તે કરતાં હું ઓછો લાયક છું. એમ કહી મારા ભાઇએ પૂછ્યું.

મીસ્તર જાં વાળીયાં તમે પોનતારલ્યે જાઓ છો ? તે બોલ્યો, એક જરૂરી મુસાફરી છે. મારે સહવાર પહતાંજ રસ્તે પડવું જોઇએ. મુસાફરીનું કામ સખત છે જો રાતે ઠંડી પડે છે તો દિવસે ગરમી અને તડકો હોય છે.

મારા ભાઇએ કહ્યું, તમે સારે ઠેકાણે જાવો છો. દેશમાં ચાલેલી મારામારીની લડાઇ વેળાએ અમારૂં કુટુંબ ખરાબ હાલે પોંહચ્યું, મને ફ્રૅંક-કૉંટેમાં આશ્રો લેવાની અને ગુજરાન માટે મહેનત કરવાની જરૂર પડી.

હું મહેનત કરવાને ખુશી છું. કામમાં વખત જવા લાગ્યો. શું કામે વળગવું તે પસંદ કરવાનુંજ માત્ર છે. ત્યાં કાગળ બનાવવાનાં, ચામડાં સાફ કરવાનાં, દારૂ બનાવવાનાં, તેલો કાઢવાનાં, ઘડીઆળ બનાવવાનાં મોટાં કારખાનાં છે, તેમજ લોખંડનાં, તાંબા કામના છે, ઓછામાંઓછાં વીસ લોખંડના કારખાનાં છે, જેમાંનાં ચાર લૅાડસ, શૅતીઑ, ઓદીનકુર અને બરનાં ઘણાંજ મોટાં છે.

હું ધારૂં છું કે હું કાંઇ ભૂલ કરતી નથી, અને મારા ભાઇએ ઉપર પ્રમાણે કહ્યું તેમ લખ્યું છે, પછી તેવણ અટકયા અને મને કહ્યું,

તે શહેરમાં આપણાં સગાંઓ છે, નહીં? મેં કહ્યું, બીજાં સગાઓ ભેગા મી० લુસને જે આગળી રાજસત્તા વેળાએ કિલ્લાનાં લશ્કરના કૅપતન હતા તે પણ છે. મારા ભાઇ બોલ્યા, હા, પણ ૯૩ નાં સાલમાં સગાં કોઇનાં થતાં હતાં નહીં, સર્વને પોતપોતાને હાથે ફોડી લેવાનું હતું. મેં વહીતરૂં કર્યું છે. મી० વાળીયાં તમે પોનતારલીએ જાવો છો, ત્યાં એક ધંધો છે, અસલી વખતના જેવો અને ખુશ લાગે તેવો તેવો; તે પનીર બનાવવાનાં કારખાનાં છે, જેને કુતરી અથવા ફેરી કહે છે.

પછી મારા ભાઇએ પરોણાને જમાડતાં પોનતારલીએની કુતરી શું અને કેવી છે તેનું બારીકીથી વર્ણન કર્યું. તે બે પ્રકારની છે, એક ખાસ જે તવંગરો માટે છે, જ્યાં ચાળીસ કે પચાસ ગાયો છે જેથી ઉનાળામાં સાતથી આઠ હજાર પનીર બનાવી શકાય છે. બીજી સામાન્ય જે ગરીબો માટે

છે, ત્યાં વચલા પર્વતોમાંના ખેડુતો પોતાની ગાયો રાખે છે, અને જે ઉપજ થાય તે પોતા વચ્ચે વહેંચી લએ છે. તેઓ એક પનીર બનાવનારને રોજે રાખે છે, તેને તેઓ ગ્રુરાં કહે છે. ગ્રુરાં, ભાગ્યાઓનું દૂધ દિવસમાં ત્રણ વખત મળે તેમ એક બાકડાંનાં એવડ ચોરસલાં (સ્લેટ) પર નોંધે છે. પનીરની ડેરીનું કામ એપ્રીલ મહિનાની આખરીએ શરૂ થાય છે; જુનની અધવચમાં ખેડુતો પર્વતમાં પોતાની ગાયો લઈ જાય છે. પરોણો જમીને તાજો થયો. મારા ભાઇએ તેને માવનો સ્વાદીષ્ટ વાઇન પાયો કે જે તે પોતે પીતા નથી કારણકે તે ઘણો મોંઘો પડે એમ કહે છે. મારા ભાઇએ આ સઘળો બારીક હેવાલ પોતાની હમેશની ખુશમીજાજભરેલી સરસટીથી કહ્યો.

ગ્રુરાંની સારી હાલત વિષે તે ફરી ફરીથી બોલતા કે જેથી સીધી રીતે સલાહ આપ્યા વગર, કે કશી ફરજ તેપર નાખ્યા વિના પરોણો સમજી જાય કે આ પનીરની ડેરીમાં તેને સારો આશ્રો મળશે. એક વાત મારૂં ધ્યાન ખેંચે છે. મુસાફર કોણ હતો તે મેં કહ્યું છે. મારા ભાઇએ જમતી વખતે કે તે સાંજે કાંઇપણ વખતે એક બે શબ્દ પેહલાં આવ્યો ત્યારે જીસસ વિષે કહ્યા હતા તે સિવાય કાંઇપણ એવી વાત કાઢી નહીં કે જેથી તે માણસ કોણ હતો તેની તેને યાદ આવે, તેમજ મારા ભાઇ કોણ હતા તે જાણી શકે. દેખઇતી રીતે આ ટક બીશપ કેવો હોય અને અપરાધિ કેવો હોય તે અસરકારક રીતે એક નાની સરખી વાઅજ કરવાને કામ આવે. કોઇ બીજાને કદાચ આ વેળાએ ભાસત કે પોતાના હાથ તળે તે કમનસીબ આવ્યો હતો ત્યારે શરિરનાં પોષણ સાથ આત્માનું પોષણ આપવાનો અવકાશ હતો અને સારી સલાહ અને નસીઅત સાથે કાંઇક નરમ ઠપકો ભેળીને, અને ભવિષમાં સારી રીતે વર્તવાની શિખામણ સાથે તોપણ દયાળુપણે તેને બોધ આપવો જોઇએ. મારા ભાઇએ, તે કયે

ગામનો હતો કે તેની આગળી તવારીખ શી હતી તે કશું પૂછ્યું નહીં. કારણ તેની તવારીખમાં તકસીર હતી અને તેની યાદ આવ્યા કરે તે મારા ભાઈ ઇચ્છતા લાગતા નહીં. તે એટલી હદ સુધી કે એક વેળા મારા ભાઇ પોનતારલીએના પહાડમાં રહેનારાઓ માટે વાત કરતાં, તેમનાં કુદરતને અનુસરતાં મનપસંદ કામ, અને નિર્દોષ જીંદગી ગુજારવાનાં સારાં નસીબ માટે બોલતા હતા ત્યારે અટકી પડયા, જાણે બીતા હોય કે આ શબ્દોમાં પેલો માણસ કાંઇ મનમાં ઓછું લાવે એવું રખે આવ્યું હોય. કલ્પણાથી મારા ભાઇનાં મનમાં શું હતું તે મેં જાણી લીધું છે. બેશક તે વિચારતા હતા કે જાંવાળીયાંનાં મનમાં કંગાલ્યત હાજર હતી, અને તેનું મન બીજી બાબદપર દોરવી કાંઇક રીઝવવાનું વધારે ઠીક હતું, જેથી એક પળ માત્રપણ કોઇમી બીજા માણસ જેવોજ તે હતો એમ તે માને.

દયા અને ધર્મ શું તે બરોબર સમજી શકવાનું આ પરિણામ નથી? કોઇ દુ:ખમાં ડૂબેલો હોય તે વેળાએ વાએજ, નશીઅત, અને ઠપકાથી દૂર રહેવામાં ખરૂં ધર્મિપણું અને દયા નથી? મને લાગે છે કે મારા ભાઇ એમજ વિચારતા હતા. કોઇ પણ રીતે એક છેડેથી બીજા સુધી તે તેજ માણસ હતા કે જેવા દર સાંજે દેખાતા હતા, અને તે જાંવાળીયાં સાથ જમતાં મી૦ પ્રોવેસ્ટ ગીદીઓં કે પેરીશના કયુરેત સાથ જમવા બેઠા હોય તેમજ લાગતું હતું.

ખાનાંની સેવટે અમે અંજીર ખાતાં હતાં એટલાંમાં કોઇએ બારણું ઠોકયું. મેડમ જરબો પોતાનાં નાનાં બાળકને બગલમાં લઇ આવ્યાં હતાં. મારા ભાઇએ બાળકને કપાળપર ચુમી લીધી અને મારી કને પંદર સુ હતા તે જરબોને આપવા લીધા, મુસાફર આ સઘળો વખત ઝાઝું ધ્યાન આજુબાજુ આપતો નહીં. તે વધારે વાત ન કરતો હતો કારણ કે થાકી ગયલો હતો. બાપડી જરબો મા ગઇ કે મારા

ભાઇએ ખુદાની શુકર ગુજારી કર્યાં પછી પેલા મુસાફર તરફ ફરી કહ્યું; તમને ઉંઘની ઘણી જરૂર છે. મૅડમ મેગલ્વોરે ઝડપથી ટેબલપરથી સઘળું ઉંચકી લઇ સાફ કરી. અમે સમજી ગયાં કે મુસાફર બિછાને જાય, માટે અમે જલદીથી ચાલી જઇએ એમ ભાઇ ઇચ્છતા હતા, તેથી અમે બંને જન ઓરડો છોડી ગયાં. મેં મૅડમ મેગલ્વોરને મારા ઓરડામાં કાળાં જંગલમાંથી આવેલું હરણનું ચામડું હતું, તે પરોણાનાં બિછાનાંપર પાંથરવા મોકલ્યાં. રાતો, બરફ જેવી ઠંડી હતી, અને આ ચામડું સારી ગરમી આપતું હતું. કમનસીબે આ ચામડું જુનું થઇ ગયું છે, તેના વાળ ખરી ગયા છે. મારા ભાઇ જરમની ગયા હતા ત્યારે તૉતલીનજનની દુકાનેથી ખરીદ્યું હતું, તેમજ હું જમતી વખત વાપરૂં છું તે હાથીદાંતના હાથાવાળી નાની છરી ખરીદી હતી. મૅડમ મેગલ્વોર તુરતજ પાછાં ફર્યાં, અને જે ઓરડામાં કપડાં સુકાવા નાખવામાં આવે છે ત્યાં જઇ અમે ઇશ્વરની ભક્તિ કરી કાંઇ પણ બોલ્યા વિના પોતપોતાના સૂવાના ઓરડામાં ગયાં.

---

## પ્રકરણ ૫ મું.

## શાંતિ.

પોતાની બહેનને રાત માટે જુદા પડતાં સલામ કરી બીશપ મી૦ બીઆંવેનુએ ટેબલપરથી બે રૂપાંની 'કેન્ડલસ્ટીક' માંની એક લીધી અને બીજી પોતાના પરોણાને આપી કહ્યું, મીસ્તર, ચાલો તમને તમારો સુવાનો ઓરડો દેખાડું. પરોણો તેમની પાછળ ગયો. ઘરમાં ઓરડા એવી રીતે હતા કે બંદગી કરવાનો ઓરડો જેની બાજુમાં પરોણાનાં બિછાનાંનો ઓરડો હતો, ત્યાં જતાં અને આવતાં બીશપના ઓરડામાંથી પસાર થવું પડતું. જ્યારે તેઓ બીશપના ઓરડામાંથી પસાર થતા હતા,. તેજ ઘડીએ મૅડમ મેગલ્વોર બીશપનાં બિછાનાંના માથાં

આગળ આવેલી કબાતમાં રૂપાંનાં વાસણ મૂકી બંધ કરતાં હતાં. દર રાતે સૂવા અગાઉ આ કામ સંભાળથી તે કરતી હતી.

બીશપે પોતાના પરોણાને બિછાનાંમાં પોહાચ્યો. બિછાનું સાફસુફ કરેલું તરતનું પાંથરેલું સફેદ ચાદર સાથનું હતું. પરોણાએ એક નાની ટેબલપર દીવો મૂકયો. ચાલો સાહેબજી, રાત સારી રીતે પસાર કરો, બીશપ બોલ્યા. સહવારે જવા અગાઉ અમારી ગાયોનાં ગરમ દૂધનું 'કપ' ચાખજો.

ઉપકાર થયો મી૦ આબે, પરોણાએ કહ્યું. સુલેહભરેલા આ શબ્દો બોલાઇ રહેતાં વાર લાગ્યો નહીં, તેટલાંજ તેણે કાંઇક એવી અજબ જેવી હીલચાલ બતાવી કે પેલી બે પવિત્ર સ્ત્રીઓ હાજર હોત તો ભયથી ઠંડી પડી ગઇ હોત. આ વખતે તેને શું થયું હતું, તે આજની ઘડી સુધી અમો માટે કહેવાનું મુસ્કેલ છે. તેણે આ અજબ જેવી હીલચાલથી કાંઇ ખબર આપવા માંગી હતી કે ધમકી આપવાની મતલબ હતી? પોતે પણ ન સમજે એવી કોઇ પ્રેરણાને તે તાબે થયો હતો? તે ઝડપથી ઘરડા બીશપ તરફ ફર્યો, પોતાના હાથ છાતીપર આડા મૂકી મેજબાન તરફ વિકાળ ચહેરે ટીકતો બોલ્યો.

ખરેખર તમે મને તમારી આટલો નજદીક સુવાડો છો, તે હસીને વધુ બોલ્યો. કે જે હસવામાં કાંઇક રાક્ષસી જેવું લાગતું હતું. તમે સારીપેઠે વિચારીને કામ કર્યું છે કે? મેં ખુન કર્યાં નથી એમ તમને કોણે કહ્યું? બીશપે જવાબ વાળ્યો, તે સાથ ખુદાને કાંમ છે. પછી ગંભીરાઇથી કોઇ મનમાં બંદગી કરતો હોય કે પોતાની સાથેજ વાત કરતો હોય તેમ હોઠ હીલવતા લાગ્યા. તેમણે પોતાના જમણા હાથની બે આંગળી ઉંચી કરી અને મુસાફરને આશીરવાદ દીધા. મુસાફર વાંકો વળ્યો નહીં. બીશપ પછવાડે ફરીને જોવા વગર પોતાના ઓરડામાં ગયા. જ્યારે મુસાફરનાં બિછાનાં-વાળા ઓરડામાં કોઇ સૂતું હતું નહીં ત્યારે એક સજનો

મોટો પડદો બંદગીના ઓરડાને એક બાજુથી બીજી બાજુ સુધી બાંધી લીધેલો હતો, જે પછવાડે 'આલતર' હતો. આ પડદો ખસેડીને બીશપે ધુંટણપર પડીને એક ટુંક બંદગી કરી.

એક પળ પછી તે પોતાના બાગમાં ગયા અને ફરતા ફરતા મનન કરતા, પોતાના તમામ આત્મા અને વિચારો વડે રાતનાં આંખો ઉંધાડી રાખનારને જે ગુપ્ત જ્ઞાન ઇશ્વર આપે છે તે તરફ ધ્યાન ધરી રહ્યા હતા, પેલો મુસાફર તો ખરેખર એટલો થાકેલો હતો કે સફેદ ચાદર કે સફાઇદાર બિછાનાંની કશી મદદની જરૂર પણ ન હોય. તેમ પોતાની બતી કેદીઓની રીત પ્રમાણે મોહડાંથી બુઝાવી નાંખીને કપડાં સુધાંજ બિછાનાંપર પડી તુરતજ ભર ઉંઘમાં પડયો.

બીશપ બાગમાંથી પોતાના ઓરડામાં પાછા ફર્યા ત્યારે બાર વાગ્યા હતા. આ નાનાં ઘરમાં થોડીક મીનીટ પછી સઘળાં ઉંઘમાં પડેલાં હતાં.

---

## પ્રકરણ ૬ ઠું.

## જાં વા ળી યાં.

મધરાતે જાં વાળીયાં ઉંઘમાંથી જાગ્યો, જાં વાળીયાં બ્રીનાં એક ગરીબ ખેડૂત કુટુંબમાં જનમ્યો હતો. પોતાનાં બચપણમાં તે વાંચવા શીખ્યો હતો નહીં. જ્યારે તે મોટો થયો ત્યારે ફેવરોલમાં કાપણી કરનાર તરીકે કામ કરતો હતો. તેની માનું નામ જીઆન માત્યુ હતું. તેના બાપનું નામ જાં વાળીયાં અથવા વ્લાજાં હતું, જે વઆલા જાંનું ટુંકું હતું. જાં વાળીયાં ઉદાસી વગર ગંભીરપણું ધરાવતો હતો, જે હેતાળુ મનુષ્યોની ખાશીઅતને અનુસરતું છે. સામટી રીતે જાં વાળીયાં કાંઇક સુસ્ત અને કોઇનું ધ્યાન ન ખેંચી શકે તેવો હતો. ત્રણ વર્ષની ઉંમરે તેણે પોતાનાં માબાપ

ખોયાં હતાં, તેની મા બરોબર સંભાળ ન લેવાવાથી તાપથી મરણ પામી હતી, તેનો બાપ જે તેની માફક કાપણી કરનાર હતો, તે એક ઝાડપરથી પડી મરી ગયો હતો. તેના કરતાં મોટી ઉમ્મરની એક બહેન સિવાય કોઇ બીજું હવે રહ્યું હતું નહીં, જે વિધવા હતી અને તેને છોકરા છોકરી મળીને સાત બાળક હતાં. આ બહેને તેને ઉચ્છેર્યો હતો, અને જ્યાંસુધી તેનો વર જીવતો હતો. ત્યાંસુધી પોતાંના બાળક ભાઇને સાથે રાખી તેનું પોષણ કર્યું હતું. વર મરણ પામ્યો, સાત બાળકમાંનું સર્વથી વડું આઠ વર્ષનું હતું, અને સર્વથી નાનું એક વર્ષનું હતું. જાં વાળીયાં પચીસ વર્ષની ઉંમરે પહોંચ્યો હતો, તેણે બાપની જગ્યા લીધી અને પોતાની વારીએ, જે બહેને તેનું પાળણ કર્યું હતું તેનું ગુજરાંન કરતો હતો. આ તે માત્ર એક ફરજ તરીકે કરતો હતો, અને કાંઇક ચીરડાટ સાથેજ કરતો હતો, જાં વાળીયાંની જવાંની પુરતા પગાર વગરનાં ઘસડબોરાનાં કામમાં ગઇ. ગામમાં મમતાળુપણાં માટે તે જાણીતો થયો ન હતો. તેને મમતાળુ થવાને વખત મળતો ન હતો. સાંજે તે થાકેલો ઘર પાછો ફરતો અને એક શબ્દ બોલ્યા વગર રાતનું ખાઇ લેતો.

વાળીયાંનાં ઝુંપડાંથી થોડેક દૂર રસ્તાની સાંમી બાજુએ મેરી–શોડ નામનો ખેડૂત રહેતો હતો, વાળીયાં કુટુંબનાં નાનાં બાળકો જે હમેશાં કાંઇક ભૂખ્યાંજ ફરતાં તેઓ પોતાની માને નામે મેરી શોડને ઘરથી દૂધ માંગી લાવી કોઇ વાડ પુછવાડે કે મહોલ્લાનાં ખૂંણાંમાં ભરાઇ પીતાં, અને દૂધનાં વાસણ માટે ખેંચતાણ કરતાં પોતાનાં કપડાં પર ઢોળતાં, જો તેમની મા આ ઠગાઇ માટે જાણત તો આ અપરાધીઓને સખત સજા કરત. જાં વાળીયાં, મા ન જાણે તેમ મેરી–શોડને દૂધના પૈસા આપતો, અને છોકરાંને સજા થતી નહીં. કાપણીની મોસમમાં તે રોજ અઢાર સુ કમાતો, કારણકે તે કાપણી કરનાર તરીકે, સામાન્ય નોકર તરીકે, ગોવાળ્યા તરીકે, મજુર

તરીકે કામો બજાવતો, જેટલું પણ બની શકે તે સઘળું કરતો, તેની બહેન પણ કાંઇ કામ ધંધો કરતી, પણ સાત નાના બાળક સાથે તે કેટલું કરી શકે? આ કમનસીબ કુટુંબ રફતે રફતે કંગાલ્યતમાં વધારે ને વધારે સપડાતું ગયું. એક રવીવારની સાંજે ફેવરોલના દેવળના ચહોલ્લામાં ભઠિયારખાંનું રાખનાર મોબેર ઇસાબો સૂવાની તૈયારી કરતો હતો ત્યારે પોતાની દુકાનની કાચ જડેલી લોખંડના સળીઆવાળી બારીને કોઇએ મજબુત ફટકો લગાવ્યો હોય તેવો અવાજ સમજી ત્યાં વખત સર જઇ પૂગ્યો તો ભાંગેલા કાચ વચ્ચેથી એક હાથ બારીમાં મૂકાએલો જોયો. તે હાથે એક પાંઉ લીધું અને હાથનો ધણી, લઇને ચાલતો થયો. ઇસાબો ઝડપથી ઘર બહાર નીકળ્યો; ચોર, પગો વડે ઉડતો હોય તેમ નાઠો, ઇસાબો તેની પૂઠે દોડયો અને તેને પકડયો. ચોરે પાંઉ ફેંકી દીધું હતું, પણ તેના હાથમાંથી લોહી નીકળતું હતું. તે જાં વાળીયાં હતો. આ બનાવ ૧૭૯૫ માં બન્યો, જાં વાળીયાંને "માણસોથી વસાએલાં ઘરમાં, ઘર ફાડી ચોરી કરવા" માટે તે વખતની કોર્ટમાં ઉભો કર્યો.

જાં વાળીયાંને અપરાધી ઠેડવવામાં આવ્યો. કાયદાપોથીના શબ્દો ચોક્કસ અને વાંધો ન લઇ શકાય એવા હતા. આપણા સુધારામાં જોખમભરેલા અવસરો આવે છે, કે જ્યારે કાયદામાં લખાયલી સજા, દરીઆસાગરમાં વહાણ ભાગે તેમ સંસાર સાગરમાં કાયદારૂપી ખડક સાથ અઠડી પડી માણસરૂપી વહાણના ફુરચેફુરચા થઇ જાય છે. તે પળ કે જ્યારે જનસમાજ એક વિચાર ધરાવનાર મનુષ્ય પ્રાણીથી દૂર થઇ તેનું જાવેદાન માટે સત્યાનાશ વાળે છે તે પળ કરતાં બીજી કઇ વધારે નહેસ્ત ગણી શકાય. જાં વાળીયાંને પાંચ વર્ષના સખત મજુરી સાથ કેદની સજા થઇ.

૨૨ મી એપ્રીલ ૧૭૯૬ ને દિવસે ઇટલીમાં ફ્રેંચ લશ્કરે મોનતનોની ફતેહ મેળવી તેની પેરીસમાં ખબર પડી. અને તે વેળાની સરકારને માથે બોનાપાર્ટ ડીરેકટર નેમાયો. તેજ દિવસે પેરીસની નજદીકની જેલ જ્યાં બંધવાઓને તુલોં મોકલવા અગાઉ રાખવામાં આવતા ત્યાં એક મોટી સાંકળ તૈયાર થઇ. જાં વાળીયાં, તે સાંકળે જોડાયલી બંધવાઓની હારમાં હતો. બંધીખાનાંનો એક આગળો દરબાન જે લગભગ નેવું વર્ષની ઉમરનો છે તે હજી પણ તે કમનસીબ, જેલના ચોકનાં ખૂણાંમાં ચોઠી હારમાં બંધાયલો હતો તેની સંપૂર્ણ યાદ ધરાવે છે. બીજાઓ માફક તે પણ ભોંયપર બેઠેલો હતો. પોતાની હાલત ત્રાસદાયક હતી તે સિવાય તે બીજું કાંઇ સમજતો જણાતો નહીં. બનવાજોગ છે કે એક અભણ માણસના સઘળા અચોક્સ ખ્યાલો વચ્ચે કાંઇક હદ બહાર તેનીપર ગુજરતું સમજતો હોય. તેની બેડી ઠોકાને બેસાડવાના અવાજ તેનાં માથાં આગળ થતા હતા ત્યારે તે રડયો, તેનાં આંસુ તેને ગુંગળાવતાં, વાત કરવામાં હરકત કરતાં, તે માત્ર વખતેવખત બોલતો, હું ફેવરોલમાં કાપણી કરનાર હતો, પછી ડચકાં ખાતો ખાતો તે પોતાનો જમણો હાથ ઉંચો કરતો, અને રફતે રફતે સાત વખત નીચે ઉતારતો, જાણે એક પછી એક સાત નાનાં મોટા બાળકોનાં માથાંને હાથ લગાડતો હોય, જેથી કોઇને લાગે કે તેના ચાળાની મતલબ ગમે તે હોય, પણ સાત નાનાં બાળકોને ખવાડવા અને વસ્ત્ર પહેરાવવા જેવા લાગતા હતા. તેને તુલોં લઇ જવામાં આવ્યો તે ત્યાં સતાવીસ દિવસની, ગાડાંમાં ગળે બેડી સાથે કરેલી મુસાફરી પછી આવી પહોંચ્યો.

તુલોંમાં તેને રાતો ડગલો પહેરાવવામાં આવ્યો. તેની સઘળી પાછલી જીંદગી, તેનું નામ સુધાં ભુસી નાખ્યાં, તે વધુ વાર જાં વાળીયાં નાંમ ધરાવતો હતો નહીં તે નંબર ૨૪૦૬૧ તરીકે ઓળખાવા લાગ્યો, તેની બેનનું શું થયું ? સાત બાળકોનું

શું થયું ? તેમની હવે કોણને પરવા રહી હતી. તે ઉપર ઉગતું ઝાડ જેને મૂળમાંથી કાપી કાઢ્યું તેનાં મુઠ્ઠીભર પાંદડાંનું શું થયું ? જે બનતું આવ્યું છે તેજ તવારીખ તેમની પણ છે. આ બાપડાં જીવતાં જાગતા ખુદાનાં પેદા કરેલાં પ્રાણો હવેથી કોઇબી મદદ વગર, રાહબરી, અને આશ્રા વગર જેમ ચાલે તેમ વખત કાઢવા લાગ્યાં. તેઓ પર શું વીત્યું તે કોણજ જાણી શકે ? મનુષ્ય જાતિની આ દુનિઆની ઉદાસી ભરેલી કુચમાં પોત પોતાની સરજતને તાબે થઇ જે કમનસીબો એક શિતળ, અંધકાર ભરેલાં ધુમસમાં ગુમ થાએ છે તેમ કદાચ આસ્તે આસ્તે દરેક જીવડો પોતાને માર્ગે લાગ્યો હશે. તેઓ પોતાનું ગામ છોડી ગયાં, એક વાર જે તેમનું ગામ હતું તેનાં દેવળનો મિનારો પણ તેમને ભૂલી ગયો, તેમના ગામની હદ અને તે દેખાડનારો પથ્થર પણ તેમને ભૂલી ગયાં. બંધીખાનામાં કેટલાંક વર્ષ કાઢ્યા પછી જનં વાલીયાં પોતે તેમને ભૂલી ગયો. જ્યાં તેનાં હૃદયમાં જખમ થયો હતો, ત્યાં એક ચાઠું માત્ર હતું તુલોંમાં જેટલો વખત રહ્યો તેટલા વખતમાં માત્ર એકજવાર તેણે પોતાની બહેન માટે સાંભળ્યું. હું ધારૂં છું કે તે, તેની બંધીખાનાની જીંદગીના ચોઠાં વર્ષમાં હશે. તેમનાં ગામમાં કોઇ તેમને ઓળખતો હતો તેણે તેની બહેનને જોયલી. તેણી પેરીસ ગઇ હતી, ગીનદરના રસ્તાપર સેંટસ્પ્લાઇસની પાસે એક મુફલેસ મકાનમાં રહેલી હતી. તેણીની સાથે માત્ર એક નાનું બાળક હતું તે સર્વથી નાનો છોકરો હતો. બીજાં છ છોકરાં કયાં હતાં ? કદાચ તે, તેણી પોતે જાણતી હતી નહીં. દર સહવારે તેણી સાર્બા સ્ટ્રીટમાં આવેલાં એક છાપખાનાંમાં જતી જ્યાં તેણી ચોપડી બાંધવાનું કામ કરતી. ત્યાં તેણીને શિયાળામાં સહવારના છ વાગે જવું પડતું. છાપખાનાની ઇમારતમાં એક નિશાળ હતી જ્યાં તે પોતાનાં સાત વર્ષનાં બાળકને લઇ જતી. તેણીને છાપખાનામાં છ વાગે દાખલ થવું હોવાથી અને નિશાળ સાત

વાગે ઉગડમી હતી એટલે બાળકને શિયાળામાં એક કલાક ઠંડી વચ્ચે નિશાળના ચોકમાં રહેવું પડતું. છાપખાનાવાલા તે બાળકને છાપખાનાત્રાં લઇ જવા દેતા નહીં. કારણ કે તેઓ બ્હીતા કે કાંઇ ભાંજફોડ કરે. કામદારો તે બાળક આગળથી પસાર થતાં તે બાપડાંને રસ્તાપર બેસીને ઝુકતું કે અંધારાંમાં ઘુંટણ પેટમાં વાળી ઉંઘતું જોતા. વરસાદ પડતો ત્યારે એક ઘરડી સ્ત્રી જે દરવાજાની સંભાળ રાખતી હતી, તેને દયા આવતી, અને પોતાની ખોલીમાં લઇ જતી. જ્યાં માત્ર એક ગોદડી, એક રેંટીઓ અને બે લાકડાંની ખુરસી હતી, તે બાળક એક ખૂણામાં ઠંડી ઓછી લાગે માટે બિલાડીને વળગીને ઉંઘતું. સાત વાગે નિશાળ ઉંઘડતી અને તે તેમાં દાખલ થતું. આ સઘળી ખબર છે જે જાં વાળયાંને પહોંચાડવામાં આવી. જેમને તે ચાહતો હતો તેમની સરજત ઉપર એક બારી ઝડપથી ઉંઘડી જઇ એક પળ વિજળીનો ચમકારો થઇ પાછું સઘળું અંધકાર થઇ ગયું.

તેણે હવે પછી કાંઇપણ તેમને માટે સાંભળ્યું નહીં, તેમની કશી ખબર તેને ન મળી, તેમને કદી પાછાં જોયાં નહીં. અને આ ખેદકારક તવારીખમાં વાંચનાર તેમને પાછાં રજુ થતાં જોશે નહીં.

ચાર વર્ષની આખેરીએ, જાં વાળીયાં માટે નાસી જવાની કોશેશ કરવાની તક આવી. આ ઉદાસી ભરેલી બંધીખાનાની જગ્યામાં જેમ બંધવાઓ ઘણીવાર કરે છે, તેમ તેના સોબતીઓએ તેને મદદ કરી. તે નાસી ગયો. તે બે દહાડા ખેતરોમાં છુટાપણામાં ભટકયો,—જો કોઇ પૂઠે લાગી શોધવા આવે, દર પળે માથું ફેરવીને જોવું પડે, જરાક પણ અવાજ થતાં ધ્રુજરી લાગે, સઘળી ચીજોથી ડર લાગે.—છાપરાંમાંથી ધુમાડો નીકળે તેથી, કોઇ રસ્તે જતો હોય તેથી, કુતરું ભસે તેથી, ઘોડાનાં પગલાંનો અવાજ સંભળાતાં, ઘંટ વાગતો

સાંભળતાં, દિવસે કોઇ રખે જોય તેથી, રાતે અંધારાંને લીધે રસ્તો દેખાય નહીં તેથી, રસ્તાની ઝાડીની, કે ઉંઘની ધાસ્તી–છુટાપણું કહેવાય.

બીજા દિવસની સાંજે તેને પાછો પકડવામાં આવ્યો. છત્રીસ કલાક સુધી તેણે ખાધું ન હતું કે ઉંઘ્યો ન હતો. કૉર્ટે તેને નાસી જવા માટે ત્રણ વર્ષની ટીપ મારી એટલે બધાં મળીને આંક થયાં. છઠાં વર્ષમાં નાસવાની તક પાછી લીધી. તે નાસવામાં પૂરો ફાવ્યોં નહી. બંધીવાનોની હાજરી લેતાં તે જણાયો નહીં. તોપ છોડવામાં આવી અને રાતના પોહરેગીરોએ તેને એક વહાણને પડખે છુપાએલો શોધી કાઢયો, તેણે પહોરેગીરોને હફાવ્યા, જેથી નાસી જવા સાથે હુલ્લડ કરવાનો અપરાધ તેને શિર ચોંટયો જેથી ખાસ બંધાયલા કાયદાની રૂએ બીજાં પાંચ વર્ષ વધારે ટીપ મળી એટલે તેર થયાં, દસમે વર્ષે નાસવાની તક પાંછી આવી. તેણે તે તક હાથ કરી પણ પાછો ફાવ્યો નહીં. આ નવી કોશેશ માટે બીજાં ત્રણ વર્ષ ઉમેરાયાં, સોળ થયાં આખરે, હું ધારૂં છું કે તેરમે વર્ષ ફરી નાસવાની છેલ્લી કોશેશ કરી અને પાછો ફાવ્યો નહીં, ચાર કલાકમાં પાછો પકડાંયો.

આ ચાર કલાક માટે તેને ત્રણ વર્ષ વધારે ટીપ મળી. બધાં મળીને ઓગણીસ થયાં. અકટોબર ૧૮૧૫ માં તેને છોડવામાં આવ્યો, તેને ૧૭૯૬ માં એક કાચ ભાંજીને એક પાંઉ લેવા માટે બંધીખાનામાં દાખલ કરવામાં આવ્યો હતો. અહીંઆં કાંઇક વિચાર આવે છે તે માટે જરા થોભીએ. આ બીજી વખત કાયદો ગુનાહની સજા ફરતાં એક પાંઉની ચોરી માટે એક માણસની સરજતને આફતકારક રીતે ફેરવે છે, એમ માલમ પડયું છે. કલૅાડગ્યુએ એક પાંઉ ચોર્યું હતું, જાં વાળીયાંએ એક પાંઉ ચોર્યું હતું. લંડનમાં ઉપજાવેલી એક ટીપપરથી જણાય છે કે પાંચમાં ચાર ચોરીનું સીધું કારણ ભૂખ હોય છે.

જાં વાળીયાં બંધીખાનાંમાં દાખલ થયો ત્યારે લોહીથી ઝઝરતો અને ધ્રુંજતો હતો; બંધીખાનાંમાંથી છુટો થયો ત્યારે તે લાગણી વગરનો બની ચુકયો હતો. ત્યાં દાખલ થયો ત્યારે નિરાશ બનેલો હતો, ત્યાંથી છુટો ત્યારે બંધીખાનાની જીંદગીએ તેને આશા કે નિરાશા વગર અંધારાં મનનો બનાવી દીધો હતો. તેનાં મનમાં ઉલટપાલટ કરનારૂં કેટલું બધું વહી ચુકયું હતું.

---

## પ્રકરણ ૭ મું.

## આશા ભંગ.

તેનું કાંઇક વર્ણન કરીશું. જંન મંડળ જે જે મનુષ્ય હાલત નીપજાવે છે તેનો તેને વિચાર કરવા દો. જન વાળીયાં, અમે કહ્યું હતું તેમ અજ્ઞાન હતો, પણ વિચાર વગરનો કે ભેજાં વગરનો 'ઇડીઅત' ન હતો, કુદરતી રોશની તેનામાં પ્રકાશતી થઇ હતી. કમનસીબ, જેની પણ રોશની છે (જેથી માણસ અનુભવોથી ઘડાય છે.) તેણે જે થોડીક રોશની તેના મનમાં હતી તેમાં કાંઇક ઉમેરો કરી, તેનાં અંતઃકરણ તરફ ફેરવ્યો જેથી તે વિચાર કરવા લાગ્યો.

પોતેજ કોર્ટ બન્યો, તેણે પોતાનીજ તપાસ કરવાનું શરૂ કર્યું, તેણે જાણ્યું કે તે કોઇ અન્યાયથી સજા ખમનારો નિર્દોષ ન હતો. તેણે પોતાનાં અંતઃકરણ આગળ કબુલ કર્યું કે તેણે ઘણુંજ ખોટું કર્યું હતું અને તેટલા માટે ઠપકાપાત્ર હતો. જો તેણે કોઇ પાસ પાંઉ માંગ્યું હતે તો તે કદાચ ના પાડવામાં આવ્યું ન હોત. કામ મળે કે કોઇની દયા ઉસ્કેરાય ત્યાંસુધી થોભવાનો માર્ગ તેને માટે વધારે સારો હતો.

પણ જ્યારે ભૂખ લાગી હોય ત્યારે કોઇ થોભી શકે? માણુસ ભૂખથી મરી જાય છે, એ શબ્દાર્થમાં જવલેજ ખરૂં

હોય છે. સારાં નસીબે કે માઠાં નસીબે માણસનું શરિર એવી રીતે બનેલું છે કે મરી જ્યા વગર શરિરરૂપી કે આત્મારૂપી ઘણું દુ:ખ લાંબો વખત ખમી શકે. તે સબુરી રાખી શકતે, બાપડાં નાનાં બાળકો માટે પણ તે વધારે સારૂંજ થાત, કે આ કામ મૂર્ખાઇનું હતું, તેના જેવા કમનસીબ કંગાલ માણસે કંગાલ્યતમાંથી ચોરીને માર્ગે છુટવાની આશા રાખી આખાં જન મંડળને જાસ્તીથી ગળચીમાંથી પકડવાનું મુર્ખાઇ ભરેલું હતું, કોઇપણ રીતે કંગાલ્યતમાંથી બહાર નીકળવાને, ચોરી એક કંગાલ દરવાજો હતો, કે જેમાંથી નામોશીમાં દાખલ થવાતું હતું, ટુંકમાં, તેણે ખોટું કર્યું હતું પછી તેણે પોતાને પૂછ્યું, શું આ કાંઇક ગંભીરાઇથી વિચારવાજોગ ન હતું કે તે કામ કરનાર છતાં, તેને કામ મળ્યું હતું નહીં, મહેનતુ છતાં તેને રોટલી મળતી હતી નહીં. તકસીર થઇ અને કબુલ કીધી, પણ તેની સજા હદબહાર સખત અને નિર્દય ન હતી? અપરાધ કરવામાં વ્યકિતએ જે ખોટું કર્યું તેના કરતાં કાયદો પોતાની સત્તાના ગેરઉપયોગથી વધારે ખોટું કરતો નથી? ત્રાજવાંનાં એક પલ્લામાં વધારે વજન ન હતો? તે કે જે સજાનું પલ્લું હતું. સજાનો હદ બહાર વધારો અપરાધને નષ્ટ કરી સઘળી હાલતને એવી રીતે ફેરવી નાંખતો નથી? કે જેથી સજા કરનારનો વાંક સજા ખમનારના વાંકની જગ્યાએ મૂકાય છે, અને અપરાધનો ભોગ પોતે અપરાધી બની જે માંગનાર તે દેવાદાર થઇ, જેણે કાયદો તોડયો હતો તેનીજ બાજુએ કાયદાને મૂકવાનું જેવું થઇ પડે છે. સજા, નાસવાની કોશેશ માટે ફરી ફરીથી વધારી, તેનો છેડો ન આવે તેમ ફરી એક નબળા વ્યકિત તરફ સખતાઇ દેખાડી જનમંડળે પોતાને અપરાધી બનાવી, રોજરોજ નવેસરથી તે અપરાધ શરૂ કરી ઓગણીસ વર્ષ ચાલુ રાખ્યો. તેણે પોતાને પૂછ્યું, જનમંડળ એક હાથમર પોતાની વ્યકિત માટે વાજબી સંભાળની

અવિચારી બેદરકારી અને બીજા હાથપર અપરાધ અટકાવવાની નિર્દય પોશેશથી વ્યક્તિને સરખી સજા કરી શકે ?

નસીબથી થતી આ દુનિયાની વસ્તુઓની વહેંચણી વચ્ચે, જેમને બહુ થોડું કે કાંઇજ મળ્યું ન હોય તેમની કને આટલો હદબહાર સખ્તાઇથી જવાબ માંગવામાં અતેરું ન કહેવાય ? ઉલટું તેઓ નાખતી અને માયા કે મદદ માટે વધારે લાયક નથી ?

આ સવાલો પોતાને પૂછી તેણે જનસમાજની તપાસ ચલાવી તેને અપરાધી ઠેરવી. તેણે તેની સજા તરીકે પોતાના દિલમાં તેને માટે ધિક્કાર વસાવ્યો. જે તેણે ખમ્યું હતું તે માટે તેણે તેને જવાબદાર ઠેરવી અને મનમાં બોલ્યો કે કોઇક દિવસ તેનો હિસાબ તે માંગશે. તેણે પોતાને કહ્યું કે જે નુકસાન તેણે જનમંડળને કર્યું હતું અને જે જનમંડળે તેને કર્યું હતું તેમાં કશું સમતોળપણું હતું નહીં. તે એવાં અનુમાનપર સેવટે આવ્યો કે તેની સજા ખરેખર એક અન્યાય હતો, એટલુંજ નહીં પણ એક દુષ્ટપણું હતું.

આ ગુસ્સો કદાચ ખોટો અને મુર્ખાઇ ભરેલો હતો. કદાચ તે ચીરડાટથી ખોટું વિચારતો હોય. પણ બાતેનમાં પોતે વાજબી છે એમ વિચારનારજ ગુસ્સે થાય છે. જાં વાળીયાં ગુસ્સે થયો હતો, અને કદાચ જનમંડળે તેનું માત્ર ખરાબ કર્યું હતું એટલુંજ નહીં પણ હમેશાં તે તેની ઉપર કરડી નજરે અને ગુસ્સાથી જોતું રહ્યું હતું કે જેને તે ઇન્સાફનું નામ આપે છે, અને જેને તે મારે છે તેપર તે હમેશ કરડા અને ગુસ્સા ભરેલા ચહેરાથીજ જોતું રહે છે. માણસોએ જ્યારે પણ તેને હાથ લગાડયો હતો, ત્યારે તેને જખમી કરવા માટેજ લગાડયો હતો. તેઓ સાથ કાંઇ પણ સંબંધ તેને માટે એક ફટકો હતો. તેનાં બચપણથી તેની મા કે બહેન સિવાય કોઇએ પણ તેને એક માયાળુ શબ્દ કહ્યો

હતો નહીં કે ખેરખાહની નજરથી જોયું હતું નહીં. એક દુ:ખ પછી બીજું ખમતાં તેની ખાતરી થઈ કે જીંદગી એક લડાઇ સિવાય બીજું કાંઇ હતી નહીં, અને તે લડાઇમાં તેનો પરાજય થયો હતો. ધિક્કાર સિવાય બીજી બાજુ તેની હતી નહીં. તેણે બંધીખાનામાંથી કેળવાઇને નીકળવાનો ઠરાવ કર્યો. તુલોંમાં ગરીબોને શીખવવાનું માથે લેનારાં એક મંડળે એક નિશાળ બંધવાઓ માટે કાઢી હતી જ્યાં જેમની ખુશી હોય તેમને અગતજોગ શીખવવામાં આવતું હતું. જેઓ શીખવાને ખુશી હતા તેમાંનો એક જાં વાળીયાં હતો. તે ચાળીસ વર્ષની ઉંમરે નિશાળે બેઠો અને લખવાનું વાંચવાનું અને હિસાબ શીખ્યો. તેને લાગ્યું કે કેળવણીથી તેની બુદ્ધિ મજબુત કરતાં તે પોતાના ધિક્કારને પણ મજબુત કરતો હતો. ચોકસ સંજોગોમાં કેળવણી અને જ્ઞાનની રોશની ખરાબ કામ તરફ ઢળવાની વૃત્તિને વધારી આપે છે.

કહેવાને બહુ દલગીરી ઉપજે છે કે જનમંડળ જેણે તેનું કમનસીબ ઘડ્યું હતું તેની તપાસ ચલાવવા પછી જનમંડળને સરજનારની તપાસ ચલાવી અને તેને પણ દોષિત ઠેરવ્યો.

એ પ્રમાણે રીબતાં અને ગુલામગીરીમાં સબડતાં તેનો આત્મા ચઢતો અને તેજ વેળાએ પડતો હોય તેમ ઓગણીસ વર્ષ કાઢયાં. એક બાજુએ રોશની દાખલ થતી અને બીજી બાજુએ અંધારૂં.

જાં વાળીયાં આપણે જોયું તેમ ખરાબ ખાશીઅતનો હતો નહીં. બંધીખાનામાં આવ્યો, ત્યારે પણ તે ભલો હતો. તે જનમંડળને અપરાધી ઠેરવતાં પણ પોતે કાંઇ ખોટું કરતો હોય એમ તેને લાગતું, તે કીર્તારને દોષ દેતાં ઇશ્વરદ્રોહી અને બેઇમાન થતો હોય એમ તેને લાગતું હતું.' અહીંઆં એક પળ વિચાર કરવાને થોભ્યા વગર ચાલતું નથી.

શું મનુષ્ય ખાશીઅત ભીતરમાંથી અને સમુળગી ફેરવાઇ જઇ શકે છે? ઇશ્વરે માણસને ભલો સરજ્યો, તેને માણસ દુષ્ટ બનાવે?

આ સવાલો ઘણાજ બીકટ અને ગુચવાડા ભરેલા છે, કે જેનો જવાબ 'ફીઝીઑલોજીસ્તો' નકારમાં અને અચકયા વગર આપે, જો તેઓએ જાં વાળીયાંને ફુરસદના વખતે જોયો હોત જે વખત તે કોઇ સળીયા ઉપર છાતીપર અદબ વાળીને, પોતાની બેડીનો છેડો નડે નહીં માટે ગજવાંમાં મૂકીને વિચારમાં પડેલો બેસ્તો. ઉદાસ, ગંભીર, ચુપ, અને વમાસણ કરતો, કાયદો જે માણસ તરફ ગુસ્સાથી વર્ત્તતો જણાતો તેને શ્રાપ દેતો, અને સુધારો જે ઇશ્વરની ભલાઇ ઉપર શક લઇ જવાને દોરવતો, તેની ઉપર ફીટકાર નાખતો.

અમે ડોળ ઘાલ્વા ઇચ્છિયા વિના કહીશું કે અવલોકન કરનાર 'ફીઝીઆલોજીસ્ટ' આમાં એક ઇલાજ ન થઇ શકે એવી કંગાલ્યત જોવાં, કાયદાએ બનાવેલા આ દરદીની તેને દયા આવે પણ તેના ઇલાજ માટે કોશેશ કરવાનું બી મિથ્યા ગણે, ને તે આત્મામાં ગુફાઓ જોઇ તેથી પોતાની નજર ફેરવત અને જેમ દાન્તેએ દોજખના દરવાજાપર વાંચ્યું હતું, તેમ ઇશ્વરની આંગળીએ લખેલો શબ્દ 'આશા' તેની હસ્તીમાંથી ભુસી નાખે. અમારા વાંચનારાઓ આગળ તેના મનની સ્થિતીનું પ્રથકરણ કરી સઘળું ખુલ્લું કર્યું છે, તેમજ જાં વાળીયાં પૂરેપૂરી ખુલ્લી રીતે પોતાની હાલત જોતો હતો? તેના મનની કંગાલ્યત બનાવનારાં તત્વો બનવા પછી કે જેમ બનતાં જતાં તેમ જોતો હતો? તે માણસ જે અભણ હતો તે પોતાના વિચારો તેના મનની દ્રષ્ટી મર્યાદાપર આટલાં વર્ષ ચઢ ઉતર કરતા તેનું સવિસ્તર બયાન કરી શકત? જે સઘળું તેના મનમાંથી પસાર થતું હતું તેનું ભાન તેને બરોબર થતું?

તે અમે કહેવાની હિંમત કરી શકતા નથી, તે અમે પોતે માનતા નથી. જાં વાળીયાં એટલો તો અજ્ઞાન હતો કે આટલાં બધાં દુ:ખ અને કમનસીબ પછી પણ તેના ખ્યાલો અચોક્સ અને કોઇને, તેને પોતાને કે બીજાને લાભ ન કરી શકે એવા હતા.

કોઇક ઘડીએએ જે તેનીપર ગુજરતું તે પાધરૂં પૂરૂં સમજી પણ ન શકતો, જાં વાળીયાં અંધારી ઘોરમાંજ હતો; આટલુંજ કહી શકાય કે ધિક્કાર તેના મનમાં સર્વોપરી બન્યો હતો. તે હમેશાં અંધારાં વચ્ચે જીંદગી ગુજારતો અને આંધળા માફક તે નતોસીનેજ ચાલતો.

માત્ર કોઇ કોઇ વખત તેની પોતાની અંદરથી કે બહારથી ગુસ્સાનું એક લખલખું એક તીવ્ર દુ:ખનો ઉભરો, એક ઝાંખી ઝડપથી પડેલી વીજળી માફક તેના આત્મામાં ચમકી તેની આસપાસ, તેની આગળ અને તેની પાછળ નસીએ તેના માર્ગમાં ઉભા કરેલાખડકો અને ભયાનક દેખાવો જોઇ લેવાને એક ક્ષણ ભયંકાર રોશની પૂરી પાડતી.

વીજળીનો ચમકારો પસાર થઇ ગયો, રાત પાછી પડી, અને તે ક્યાં હતો, તે જાણતો ન હતો. જે જાતનું દુ:ખ તેપર પડયું હતું, જેમાં દયાહિનપણું છે તે આ કે એક પ્રકારનું મુઢપણું આસ્તે આસ્તે મનમાં વધતું જઇ માણુસને એક જંગલી પશુ બનાવે છે, એટલુંજ નહીં પણ ક્રુર પસુ બનાવે છે. જાં વાળીયાંએ એક પછી એક જે ચીવટાઇથી નાસવાની કોશેશો કરી, તે મનુષ્ય આત્મા માટે કાયદાએ કેવું અજબ જેવું કષ્ટ ઘડયું છે તે સાબેત કરે છે. જાં વાળીયાંએ ફરી ફરીથી નાસવાની કોશેશો કરી જે પૂરેપૂરી મિથ્યા ગઇ, અને મુર્ખાઇ ભરેલીજ હતી, તે તેણે જેટલી પણ વખત તક મળી તેટલીવાર કર્યું, અને એક પળ પણ તેનું પરિણામ શું આવશે તે માટે કે આગળ મળેલા અનુ-

ભવથી ચેત્યા વગર કીધું. જેમ પીંજરૂં ઉઘાડું હોય તો વરૂ નાસી જાય તેમ તે પોતાની પ્રેરણાને ઝટ વશ થઇ જઇ કરતો. પ્રેરણા તેને કહેતી, નાસી જઇ છુટો થા. મનુષ્ય અક્કલ તેને કહેતી, નહીં, છે ત્યાંજ રહે! પણ આવી મજબુત લાલચ આગળ અક્કલ ગુમ થઇ ગઇ; પ્રેરણાજ માત્ર તેનામાં રહી હતી. તેનામાં માત્ર પશુની પ્રેરણાઓ કામ કરતી હતી. જ્યારે તે પાછો પકડાતો, અને વધારે સજા થતી ત્યારે તે માત્ર તેને વધારે ભડકાવતી હતી, અને નાસી જવાને ઉશ્કેરતી હતી. એક હકીકત અમારે કહ્યા વિના છોડવી ન જોઇએ તે આ હતી કે બંધીખાનાના બીજા સબળા રહીશો, જોરમાં તેની બરોબરી કરી શકતા ન હતા. દોરડાં ખેંચવામાં કે 'કેપ્સતન' ફેરવવામાં તે ચાર માણસ કરી શકે તે કરતાં વધારે બળ ધરાવતો, તે પોતાની પીઠ ઉપર ભારી બોજા ઉપાડતો.

તેના સોબતીઓએ તેનું નામ જાં ક્રી પાડયું હતું. એક વખત પ્યુજે નામના નામીચા શિલ્પીના 'કેરીઆતીડ' (સ્ત્રીરૂપ થાંભલા) જે અગાસીને ટેકવતા હતા તે ઢીલા પડી ગયલા હોવાથી અગાસી પડવાની અણીપર હતી. જાં વાળીયાં જે ત્યાં હતો, તેણે પોતાનાં ખભાંપર 'કેરીઆતીડ' ટેકવી રાખી કામદારો આવી પહોંચે ત્યાંસુધી પડતી બચાવી, તેની ચપળતા તેનાં બળ કરતાં વધારે હતી, કેટલાક બંધવાઓ નાસી જવાનોજ ચાલુ કસદ રાખનારા બળ અને ચાલાકી સાથે જોડી એક હુન્નરની હદ સુધી સંપૂર્ણ બનાવ્યો છે. તે સ્નાયુઓનો હુન્નર છે, જે બંધવાઓ જેઓ માખ અને પક્ષિના જાણે હંમેશ અદેખા હરીફો બન્યા છે, તેઓ ચાલુ કામે લગાડતા આવ્યા છે. એક સીધી ઉંચી દિવાળ ચઢી જવામાં અને પગ કે હાથ ટેકવવાને જરા ખોળ મલી ન હોય છતાં પોતાને ટેકવી શકવાનું જાં વાળીયાં માટે રમત સરખું હતું. પોતાની પીઠ ખેંચીને દિવાળ સાથ અડેલી, ધુંટણની મદદથી, પથ્થરની ખરબચડી

જગામાં પોતાની કોણી અને નખો ઠેસવીને જાદુઇ કરામત કરતો હોય તેમ ત્રણ માળની ઉંચાઇએ ચઢી શકતો. એ પ્રમાણે તે કોઇ વખત બંધીખાનાનાં છાપરાં સુધી ચઢતો. તે જવલેજ વાત કરતો, કદી હસ્તો નહીં. વરસમાં એક કે બે વખત કાંઇક અત્યંત હસવાનું ઉસ્કેરે તેવું હોય ત્યારેજ બંધવાઓનું હસવું જે સેતાનના હસવાનો પડઘો હોય તેવું લાગે છે તેવું તેનું હસવું ભયાનક લાગતું. તેને જોતાં તે કાંઇક ચાલુ ભયંકાર યોજના ઘડતો હોય તેમ લાગતું. તે કોઇ ખ્યાલમાં પોતાને ભૂલી ગયલો લાગતો. દર્દી મગજમાંથી નીકળતા અધુરા વિચારો, કચડી નાખે એવું ભાન કરી મૂકતા. તેની ઉપર કોઇ રાક્ષસ ચઢી બેઠો હોય તેવું દેખાડતા. મનમાં વ્યાપી રહેલાં આ અંધારાં વચ્ચે દરેક વખત જ્યારે તે પોતાની ડોક ફેરવતો કે નજર ઉંચી કરી જોતો ત્યારે ગુસ્સા સાથ ભેળાએલા ભયમાં વધારે ને વધારે ઉંચે ચઢતો, અને પોતાની નજરથી પણ પોતે ગુમ થઇ જઈ માત્ર ત્રાસદાયક ઉંચાણથી પડી જવાનો ભયજ તેની નજર આગળ લાગતો. સઘળી ચીજો, કાયદા, ભૂલભરેલા વિચારો, માણસો, કામો, સઘળાં ચોકસ આકાર વગરનાં, સામટી રીતે બીહવાડી મૂકતાં હતા, તે માત્ર ઢગલો વળી તેનાં મનમાં પડેલાં હતાં, જે ચીજો, કાયદા, ભૂલ ભરેલા વિચારો માણસો, કામો કાંઇજ નહીં પણ પેલો ઉંચો 'પીરેમીડ,'—'સુધારો' હતાં. આ કદરૂપા ઢગલામાં તે અહીંતહીં, કોઇવાર પોતાની નજદીક અને કોઇવાર પોતાથી દૂર ચઢી ન શકાય એવી ઉંચાઇએ, કોઇ જથો મોટો કે નાનો વિજથી ક્ષણવાર દેખીએ તેમ દેખતો—જેલર અને તેની લાકડી, પોલીસ સિપાઇ અને તેની કટારી, મોટો ધર્મગુરૂ પોતાની ટોપી સાથે, સર્વથી ઉપર તાજ પહેરેલો ઝળકાટ અને દબદબામાં બેઠેલો શહેનશાહ, તેને લાગતું કે આ દૂર દેખાતો ઝલકાટ અને દબદબો, તેના મનમાંનું રાત સરખું અંધારૂં દૂર કરવાને બદલે,

વધારે અંધારૂં કરતો હતો. તે સઘળા કાયદા, ખોટા વિચારો, કામો, માણસો, ચીજો તેના મગજમાં, ઇશ્વરે જે ગુચવણ ભરેલી અને ભેદી ગતિ સુધારાને આપી છે તેની રૂએ આવતાં અને પાછાં જતાં, નિર્દયતા અને બેદરકારી વડે કાંઇક સમજ ન પડે તેવું બોજારૂપ લાગતું.

બની શકે એવાં સઘળાં કમનસીબમાં પડેલા છોકરાઓ અભાગ્યા મનુષ્યો, કંગાલ્યતનાં દોજખની છેક તળેટીમાં પડેલાં, જ્યાં તેમની કોઇ વધારે દરકાર કરતું નથી, કાયદાએ ડીસમીસ કરેલાંઓ, જનમંડળનો કચડી નાખનારો ભાર પોતાનાં માથાં ઉપર ઉપાડતાં લાગે છે કે જે જનમંડળ તેની બહાર મૂકાયલાંઓ માટે જેટલું જુલમગાર તેટલું તેની નીચે મૂકાયલાંઓ માટે ભયભીત કરી નાખનાર છે.

આ હાલતમાં મૂકાયલો જાં વાળીયાં આ ભયંકાર સ્વપનું જુએ છે, અને જે કાંઇ તેના મનમાંથી પસાર થાય છે તે શું હતું? જો જવનો દાણો ઘંટીના પથ્થર તળે આવેલો, બોલી શકે તો જાં વાળીયાં શું વિચારતો હતો તે કહી શકે. જે સઘળું તેની ઉપર ગુજર્યું હતું, કલ્પિત અને ભૂતભમાડાની વાત જેવું ખરેખર બનેલું. સ્વપ્ના સરખી તોપણ ખરેખરી જાગૃત હાલતમાં વેઠેલી જફાનું સેવટ તેનાં મનમાં લગભગ વર્ણવી ન શકાય એવી હાલત ઉત્તપન કરવામાં આવ્યું. બંધીખાનાની મજુરી કરતાં તે કોઇ કોઇ પળે થોભતો અને વિચારમાં પડતો. તેનું મન કાંઇક પાકટ થયલું અને સંકટથી ચળેલું, હુલ્લડ મચાવતું હતું. જે તેની ઉપરથી પસાર થયું હતું તે તેને બેહુદું લાગતું હતું; જે સઘળું તેની આસપાસ હતું તે તેને બનવાજોગ ન હોય એવું લાગતું. તે પોતાને કહેતો, આ એક સ્વપનું છે. તે પોતાથી કેટલાંક પગલાં દૂર ઉભેલા જેલરને જોતો, જેલર તેને એક ભૂત લાગતો; તુરતજ ભૂત તેને એક લાકડીનો ફટકો લગાવતો.

કુદરતનો દેખાવ ભાગ્યેજ તેને માટે હસ્તી ધરાવતો હતો. આ કહેવું ખરૂં છે કે જાં વાળીયાં માટે સૂર્ય હતો નહીં, ઉનાળાના સુંદર દિવસો, કે ઝળકતું આકાશ, કે એપ્રીલની ઠંડકવાળી સુંદર સહવારો તેને માટે હતાં નહીં. તેના આત્મામાં કેવો વાદળવધરાભરેલો દિવસ હતો તે હું કહી શકતો નથી. એવટે જે કાંઇ ચોકસ શબ્દોમાં કહી શકાય તેનો સાર કાઢતાં એટલુંજ માલમ પડે છે કે ફેવરોલ્સનો કાપણી કરનાર, તુલોંનો ઓગણીસ વર્ષના બંધવો બંધીખાનાએ તેને જેવો બનાવ્યો હતો તે બે પ્રકારના ખરાબ કામ માટે તૈયાર થયો હતો, પહેલું તે એક ઉતાવળ્યું, અવિચારી. મૂર્ખાઇ ભરેલું. કેવળ પ્રેરણારૂપ જે તેણે ખમેલાં કષ્ટનો બદલો લેવા લાયક હતું, બીજું ગંભીરાઇથી, અંત:કરણમાં ઠેડાવ કરીને, અને આવું એક કમનસીબ ખોટા વિચારો મનમાં ઉભા કરે, તેવા ખોટા વિચારોનું પરિણામ હતું. આ વિચારોની શરૂઆત અને છેડો મનુષ્ય કાયદાના ધિક્કારમાંજ આવતો હતો. જે ધિક્કાર જો કોઇ દૈવયોગથી આગળ વધતો ન અટકે તો, જનમંડળનો ધિક્કાર બને, અને તમામ મનુષ્યજાતિનો ધિક્કાર બની આખરે તમામ પેદાયશનો ધિક્કાર થઇ જાય, અને ચોકસ મતલબ વગર કોઇપણ જાનદાર હસ્તીનો નાશ કરવા તરફ ચાલુ ઇચ્છા થતી રહે. આ રીતે આપણે જોઇ ગયા તેમ જેલમાંથી છુટવાની 'પાસ–પોર્ટ' માં જાં વાળીયાંને એક ઘણોજ જોખમભરેલો આસામી દર્શાવ્યો હતો તે અર્થ-સુચક હતું. વર્ષ પછી વર્ષ અંદરનો માનવી વધારે વધારે સુકાતોજ ચાલ્યો. આસ્તે આસ્તે પણ નાશકારકપણે આ ક્રિયા ચાલતી રહી. "સુકાઇ ગયલાં હૈડાંની આંખ સુકાયલીજ" હોય છે. બંધીખાનામાંથી બહાર નીકળ્યો ત્યારે ઓગણીસ વર્ષ સુધી તેણે એક આંસુ પાડયું ન હતું.

---

## પ્રકરણ ૮ મું.

## અંધારા દરીઆમાં.

એક માણસ દરીઆમાં પડયો છે! એમ ધારી લો: તેમાં શું થયું! વહાણ તેને માટે થોભતું નથી. પવન ફુંકે છે, વહાણને એક ચોકસ માર્ગે ચાલુજ રહેવાની જરૂર છે. તે આગળ વધે છે. પેલો માણસ નજરેથી ગુમ થાય છે, પાછો દેખાય છે, તે ડુબે છે અને પાછો સપાટીપર આવે છે. તે બૂમ પાડે છે, હાથો લાંબા કરે છે, કોઇ તેને સાંભળતું નથી: વહાણ, તોફાનમાં આંચકા ખાતું ચાલે છે તેને કળાથી બચાવવા અને ચલાવવા નાખુદા અને ખલાસી મંડયા છે, અને ખલાસીઓ કે ઉતારૂઓ કોઇ દરીઆમાં પડેલા માણસને જોતું નથી. મોજાના પહાડો વચ્ચે તેનું કંગાલ માથું એક ઝીણાં મીડાં જેવું દેખાય છે. તે મોજાઓની વચ્ચે બૂમો પાડે છે, વહાણ ભૂત માફક ચાલતુંજ રહે છે, તે વહાણને જુએ છે, ગાંડા માફક ટીકે છે. તે વહાણ દૂર જતુંજ જાય છે, નજરથી ગુમ થતું જાય છે. હજી તો હમણાંજ તે વહાણપર હતો, તેમાંનાં માણસોમાંનો એક હતો, તેનો શ્વાસ બીજાઓ માફકજ ચાલતો હતો, તેને માટે પણ સૂર્યની રોશની અને ગરમી હતાં, તે એક જીવતો મનુષ્ય હતો હવે તેનીપર શું ગુજર્યું? તે સરી પડયો, દરીઆમાં ગયો, અને સમાપ્ત.

તે રાક્ષસી મોજાઓ વચ્ચે છે, તેના પગ નીચે માત્ર જે કાંઇ અસ્થિર, નાસી જતું, નાશ તરફ લઇ જતું તેજ છે. મોજાઓ પવનથી પંથરાતા અને વીખરાતા તેને ભયાનક રીતે ઘેરી લએ છે. મોજાઓ તેની ઉપર જાણે થુકે છે અરધો તેને ગળી જાય છે, દરેક વખત તે ડુબે છે ત્યારે અંધારી રાતથી ઢંકાએલા ખડકો જુએ છે. અજાણી વનસ્પતિઓ તેને પકડે છે, તેના પગમાં ભેળવાઇ જાય છે, અને પોતાની તરફ

ખેંચે છે. તેને લાગે છે કે તે દરીઆનું તળ્યું બન્યો છે, તે ફીણનો ભાગ બન્યો છે, મોજાઓ તેને પોતપોતા વચ્ચે ઉછાળે છે, કડવું પાણી તેનાં મોંમાં ગયું. દરીઓ તેને સતાવવાનું ચાલુ રાખતો. અનંત દરીઓ તેની મહાવ્યથા સાથ રમત કરતો હતો. એમ લાગતું કે દરીઓ તેને ધિક્કારતો હતો. તેટલાં તે દરીઆ સામે લડતો હતો. તેણે પોતાને બચાવવાની કોશેશ કીધી, તેણે પાણીની ઉપર રહેવાની કોશેશ કીધી, તે તરતો રહ્યો. તેનું થોડું બળ સઘળું ખપી ગયું. તે કદી ખપી ન જાય એવાં બળ સામે લડતો હતો.

પેલું વહાણ હવે ક્યાં છે? છેક પેલી તરફ દ્રષ્ટિ-મર્યાદાની બહાર અંધારામાં છે. પવનના જબરા ફુંફાટા ચાલી રહ્યા છે. દરીઆનાં ફીણે તેને ઢાંકી નાખ્યો છે. તે પોતાની આંખો ઉંચી કરે છે અને દૂર કાળાં વાદળાં માત્ર જોઇ શકે છે. તે દુઃખી થતો દરીઆનું દિવાનાપણું જુએ છે. આ દિવાનાપણાંનો તે ભોગ થયો છે. માણસના કાનને અજાણ્યા અવાજો, પૃથ્વિની પેલે પારથી, કાંઇ ન જણાયલી ભયાનક દુનિઆથી આવતા હોય તેવા અવાજો તેને કાને પડતા. આકાશમાં પક્ષિઓ ઉડે છે, અને મનુષ્ય દુઃખોથી ઉપર ફરેસ્તાઓ છે? પણ તેઓ તેને માટે શું કરી શકે? પક્ષિઓ ઉડે છે, ગાય છે, ઉપર ચઢે છે, અને તે દુઃખમાં ડુબેલો છે.

એ અનંતતા, દરીઓ અને આકાશ વચ્ચે તે ઘેરાયલો હોય એમ તેને લાગ્યું. દરીઓ તેને માટે ઘોર સમાન છે. આકાશ તેને માટે કફન સમાન છે. રાત વધારે પડે છે, અને આટલા બધા કલાક તરતાં તેનાં જોરનો છેડો આવ્યો છે; પેલું વહાણ, જે છેક દૂર ગયું છે, જેપર માણસો છે તે નજરેથી ગુમ થયું છે. રાતના ભયંકાર અંધકાર વચ્ચે તે એકલો છે. તે ઠંડીથી અકડી ગયલો અને વાંકોટીકો થઇ ગયો છે. રાક્ષસી મોજાઓ વચ્ચે અંધકારમાં કાંઇ જોઇ

શકાતું નથી. તે બૂમો પાડે છે. કોઇ માણસ તેની મદદે આવવાને છે નહીં. ઇશ્વર કયાં છે? તે બૂમો પાડતો રહે છે. કોઇ આવો, કોઇ મદદ કરો, દૂર દ્રષ્ટિમર્યાદામાં કાંઈ દેખાતું નથી, આકાશપર કાંઇ દેખાતું નથી.

તે દરીઆને કાકલુદી કરે છે, મોજાને કાકલુદી કરે છે. દરીઆઈ વનસ્પતિને કાકલુદી કરે છે, દરીઆનાં ફીણને કાકલુદી કરે છે. તે સર્વ તેને માટે બહેરાં છે, તે તોફાનને અરજ ગુજારે છે, તોફાન ખુદા સિવાય કોઇને તાબે થતું નથી. તેની આસપાસ અંધારૂં, ધુમસ, પાણીનું ઉજ્જડ રણ, પોતે બહેરૂં સુનું, તોપણ બીજાંના કાનો બહેરા કરે એવા અવાજ કરતું તોફાન, અને વિક્રાળ મોજાઓની હદ વગરની હારો છે તેની અંદર ત્રાસ અને થાક છે. તેની નીચે પોતા તરફ ખેંચતો ઉંડો ગાર છે, તેને કશો આધાર નથી. અનંત અંધારાંમાં એક મૃતદું સહાસકર્મ કરી રહ્યું હોય એવો સ્વપનો તેને દેખાય છે. હદ વગરની ટંડીથી તે અડી ગયો હતો. તેના હાથો વળી જાય છે, બંધ થઇ જાય છે, અને કાંઇ પકડી શકતા નથી. પવન, વાદળાં, તોફાન, તારા સર્વ તેને મદદ કરી શકતાં નહીં, હવે શું કરવું? નીરાશ થયલાંઓ પોતાને પણ તજી દે છે. જેનો દમ આખેરીએ આવ્યો છે, તે મરવાને તૈયાર છે. શું થાય છે તેની તેને પરવા નથી. તેણે પોતાને પોતાની સરજતપર છોડી મૂકયો, અને તુરતજ ઉંડા ગારમાં હમેશ માટે જઇ પડયો.

ઓ મનુષ્ય મંડળની કદી નહીં અચકતી કુચ! કાંઇક મનુષ્ય આત્માઓને પોતાના માર્ગમાં આગળ વધતાં અટકાવનાર દરીઓ, કે જેમાં કાયદો જેમને પણ નાંખે તેઓ ડુબી મરે છે, તેમને માટે મદદનો હાથ છેજ નહી. અફસોસ! હમેશગી માટે માણસની કેવી દુર્દશા! દરીઓ તે જનમંડળે કમનસીબ

જીવડાઓ માટે બનાવેલી ચાલુ અંધારી રાત છે, જે જાથુકના અંધકારમાં, કાયદાએ સજા કરેલાને ફેંકવામાં આવે છે. દરીઓ તે બેહદ કંગાલ્યત છે. આ ઉંડા ગારમાં પાણીના રેલામાં તણાઇ ગયલો માનવી હમેશ માટે મૂદડું બને છે! કોણ તેનાં જોરની સામે થઇ શકે!

---

## પ્રકરણ ૯ મું.

## નવાં દુઃખો.

જ્યારે બંધીખાનામાંથી બહાર નીકળવાનો વખત આવ્યો. અને જાં વાળીયાંના કાનમાં 'તને છોડવામાં આવે છે.' એવા અજબ શબ્દો પડ્યા ત્યારે માનવામાં ન આવે તેવા અને આગળ સાંભળ્યા ન હોય તેવા લાગ્યા. જીંદગીનું એક કિરણ, જીવતાંને મળે છે તે કિરણોમાંનું ખરેખરૂં એક કિરણ તુરતજ તેનામાં પેવશ થયું, પણ તે કિરણને ઝાંખું પડી જતાં વાર લાગ્યો નહીં. જાં વાળીયાં છુટાપણાનો ખ્યાલ ભૂલી ગયો હતો, તેણે જલદીથી જોઇ લીધું કે જેમને પીળી 'પાસ પોર્ટ' આપવામાં આવે છે તેમને માટે છુટાપણું શું છે? અને તે છુટપણાની આસપાસ ઘણો કડવાસ હતો. તેણે ગણત્રી કીધી કે બંધીખાનામાં રહ્યો તેટલા વખતમાં તેણે ૧૬૦ ફ્રેંક, ૧૧ સુ એકઠા કરેલા હોવા જોઇએ. આટલું ઉમેરવું ઠીક થઇ પડશે કે તેને રવીવારો અને બીજા તહેવારોપર આશાએસ મળતી હતી તેના પૈસા જે કાપી લેવાયલા, જેથી ઓગણીસ વર્ષમાં આસરે ચોવીસ ફ્રેંક ઓછા ગણવા જોઇએ. ગમેનેમ હોય, પણ તે એકઠું કરેલું નાણું કાંઇ કાંઇ સ્થાનીક કારણોથી કપાતાં એકસોનવ ફ્રેંક પાંચ સુ હતું. જે તેને છોડતી વેળા ગણી આપવામાં આવ્યું. તેને કાંઈ સમજ પડતી નહીં. પોતાને અન્યાય કરેલો, કહીશું કે લુંટાયલો માનતો. આસ ખાતે છુટવાની સહવારે, નારંગીના ફુલો

ગાળવાની ભઠ્ઠીના દરવાજા આગળ કેટલાક માણસોને ગાડાં ખાલી કરતાં જોયા. તેણે નોકરી કરવા માગ્યું. જરૂર ઘણી હતી તેથી તેને કબુલ રાખવામાં આવ્યો, અને તે કામે લાગ્યો, તે હુશીઆર, મજબુત બાંધાનો અને કામમાં ઝડપવાળો હતો. તેણે બને એટલી સારી રીતે કામ કીધું; તેનો શેઠ સંતોષ પામેલો લાગતો હતો. તે કામ કરતો હતો, ત્યારે એક પોલીસનો સિપાઇ ત્યાંથી પસાર થતો હતો તેણે તેને જોયો અને તેનું જેલમાંથી છુટવાનું કાગળ જોવા માંગ્યું. તેને પીળી 'પાસપોર્ટ' દેખડાવવી પડી. જનંવાળીયાં પાછો પોતાને કામે વળગ્યો થોડુંક પછી, તેણે એક કામદારને આ કામ માટે કેટલા પૈસાનો રોજ મળતો હતો તે પૂછ્યુ; તેને કહેવામાં આવ્યું, ત્રીસ સુ. સાંજ પડતાં, બીજી સહવારે તેને જવાનું હોવાથી તે ભઠ્ઠીના માલેક આગળ હાજર થયો અને તેની મજુરીના પૈસા આપવા અરજ કરી. માલેકે એક શબ્દ બોલ્યા વગર તેના હાથમાં પંદર સુ મૂક્યા. તેણે વાંધો લીધો, તેને જવાબ વાળવામાં આવ્યો કે તારે માટે ઠીકજ છે, તેણે હઠ લીધી. ભઠ્ઠીવાળાએ તેની તરફ ટીકતાં કહ્યું, ખબરદાર, પાછો બંધીખાને ન જાય તે સંભાળજે. અહીંઆં પણ તેને લુટવામાં આવ્યો છે એમ તેને લાગ્યું.

જનમંડળે, સરકારે તેના બંધીખાનાની મજુરીના પૈસા કાપી લઇ તેને મોટા પાયાપર લુટયો હતો.

હવે એક આસામીએ તેને નાના પાયાપર લુટયો છે.

જેલમાંથી છુટવું તે કાંઇ ઉગરવું નથી. બંધીખાનામાંથી બહાર નીકળાય, પણ જે ટીપ મરાઇ ચુકી તેમાંથી બહાર નીકળાતું નથી.

આસમાં આ તેનીપર વીત્યું, દીન ગામમાં તેને કેવો આવકાર મળ્યો હતો તે સર્વ જોઇ ગયાં છે.

---

## પ્રકરણ ૧૦ મું.

## મુસાફર જાગી ઉઠે છે.

દેવળના ઘડીઆળમાં સહવારના બે વાગ્યા કે જાં વાળીયાં જાગી ઉઠયો. તે જાગી ઉઠયો તેનું કારણ આ હતું કે બિછાંનું ઘણું સારૂં હતું. વીસ વર્ષ તે બિછાંનાંમાં સુતો ન હતો, અને જોકે તેણે પોતાનાં કપડાં કાઢી નાખ્યાં ન હતાં, તોપણ એક આવાં સારાં બિછાંનાંની નવીજ લાગણીઓએ તેને ઉંઘ આવવા દીધી નહીં. તે ચાર કલાકથી વધારે વખત ઉંઘ્યો હતો. તેની થાક ઉતરી ગઇ હતી, તેને ઘણા કલાક સુવાની આદત હતી નહીં, તેણે પોતાની આંખ ઉંઘાડી, અને પોતાની આસપાસ અંધારાંમાં જોયું, પછી પાછો ઉંઘવાને આંખ બંધ કીધી. જ્યારે દિવસે ઘણી જુદી જુદી પ્રકારની લાગણીઓ ઉત્તપન થઇ હોય છે, જ્યારે મનમાં ઘણું આવ્યા કરતું હોય છે, ત્યારે ઉંઘી શકાય, પણ એકવાર જાગ્યા પછી ફરીથી ઉંઘ આવતી નથી. ઉંઘ આવવી સહેલ છે, પણ એકવાર ગઇ તો પાછી આવવી મુશ્કેલ છે. જાંવા-ળીયાંનો આજ હાલ હતો, તે પાછો ઉંઘી શકયો નહીં, અને વિચારમાં પડયો. કોઇક પળે મનમાંનાં વિચારો ઉદાસી લાવે છે તેવી હાલતમાં તે હતો, મનમાં અંધકાર વચ્ચે વિચારો આવતા અને જતા હતા. આગળા બનાવો અને હાલના બનાવોની યાદ ભેળમભેળ થઇ જઇ મનમાં તર્યા કરતી હતી અને ગુંચવાડો વધુને વધુ થઇ કાંઇ આકાર પકડયા વગર એકદમ ઉછળતાં કીચળવાળાં પાણીમાં ધમસાન જેવું લાગે તેમ ગુમ થઇ જતા. ઘણા વિચારો તેનાં મનમાં આવતા, પણ એક વિચાર ફરી ફરીથી આવતો અને બીજાઓને મન-માંથી બાહાર કાઢી મૂકતો. તે વિચાર શું હતો તે અમે તુરતજ જણાવીશું. પેલી રૂપાંની છ રકાબીઓ તેના મનમાંથી ખસતી નહીં. તેઓ તેનાથી માત્ર થોડાંક પગલાં દૂર હતી.

જ્યારે તે પોતાના ઓરડામાં આવતાં વચમાંના ઓરડામાંથી પસાર થતો હતો, ત્યારે તેણે ઘરડી નોકર સ્ત્રીને, બિછાનાંને માથે મૂકેલી નાની કબાટમાં તેમને મૂકતાં જોયું હતું. તેણે તે કબાટ ધ્યાનમાં રાખી હતી. રકાબીઓ વજનમાં ભારી હતી અને અસલી રૂપાંકામની બનાવટ હતી. મોટી કડછી સાથ મળીને ઓછામાં ઓછા બસો ફ્રેંક ઉપજી શકે, જે ઓગણીસ વર્ષમાં તેણે બંધીખાનાંમાં મેળવ્યું હતું તે કરતાં બમણું થાય—ખરૂં છે કે જો સત્તાવાળાઓએ તેને લુટયો ન હોત તો તેણે વધારે મેળવ્યું હોત. વિચારનાં ધચુપચુ-પણાંમાં અને અંતઃકરણમાં અપ્રમાણિકપણાં સામે કાંઇક લડત કરતાં એક આખો કલાક નીકળી ગયો, ત્રણ વાગ્યા. તેણે પોતાંની આંખો પાછી ઉઘાડી. પોતાની જગ્યાપરથી ઝડપથી ઉઠી, હાથ લાંબા કરી, પોતાનો કોથળો જે એક ખૂણાંમાં નાખ્યો હતો તે માટે તતોસ્વા લાગ્યો, પછી પોતાના પગો ભોંયપર લટકતા રાખી બિછાનાંપર બેઠો. તે થોડોક વખત એ રીતે વિચારમાં બેઠો, ઘરમાં આ એકલોજ જાગતો માણસ હતો, જેને અંધારાંમાં કોઇ જોઇ શકત તો તેનાં મનમાં કાંઇક ખોટું કામ કરવાનો ખ્યાલ હતો એમ જાણત. એકદમ વાંકો વળી તેણે પોતાનાં બુટ ઉંચકીને બિછાંનાં પાસે સાદરી હતી તેપર મૂકયાં, પછી પાછો વિચારમાં પડી જઇ સ્થિર બેઠો. જે દુષ્ટ યોજના તેના મનમાં હતી તે નક્કી થાય તેટલાં તેનાં મનમાં તરેહ-વાર વિચારો આવતા, જતા, પાછા આવતા, એક બીજા સમાન તેને માટે થયા હતા.

તે આ હાલતમાં કેટલોકવાર રહ્યો અને દિવસ ઉગે ત્યાંસુધી તેમજ રહેત, જો ઘડીઆળમાં પા અથવા અરધો કલાક દેખાડનારો ટકોરો વાગ્યો ન હોત. તેને લાગ્યું કે આ ટકોરો કહેતો હતો, ચાલ ઉઠ! તે તુરતજ ઉઠયો, એક પળ પાછો ધચુપચુ બન્યો અને કાન કરી સાંભળવા પડયો.

ઘરમાં સંપૂર્ણ ચુપકીદી હતી, પછી તે જમણી તરફ ચાલ્યો અને આસ્તે આસ્તે બારી તરફ જઇ તેને કાંઇક ઉઘાડી, રાત ઘણી અંધારી હતી નહીં, પૂનેમનો ચંદ્રમા પ્રકાશતો હતો જેપરથી પવને ઘસડાતાં મોટાં વાદળાં પસાર થતાં હતાં. જેથી ઘરની બહાર વારાફરતી અંધારૂં અને ઉજેરડું થતું અને ઘરની અંદર ઝઝકલું લાગતું હતું, તે ઝઝકલું તેને રસ્તો દેખાડવાને પૂરતું હતું.

બારી આગળ આવતાં જાં વાલ્જીયાંએ તેની તપાસ કીધી. તેને સાંકળ હતી નહીં અને બાગ તરફ આવેલી હતી અને ગામડાંની રીત પ્રમાણે માત્ર નાની અડગળી વડે બંધ કરેલી હતી. તેણે બારી ઉઘાડી પણ ઘણોજ ઠંડો પવન ઓરડામાં લાગતો હોવાથી તેણે તે પાછી તુરતજ બંધ કરી દીધી. તેણે ધ્યાનથી બાગને જોયો, બાગની આસપાસ સફેદ દિવાળ હતી, જેપરથી ચઢીને બીજી બાજુ જવાય એટલી નીચી હતી. દિવાળથી દૂર, છેટે છેટે ઝાડોનાં મથાળાં દેખાતાં હતાં, જેપરથી લાગતું કે કોઇ ફરવાહરવાની જગ્યા કે ઝાડ રોપેલા રસ્તા અને ઘરના બાગ વચ્ચે દિવાળ હતી, એક નજર ફેંકી આ સઘળું જોઇ લીધું કે તે મક્કમ ઠરાવે પોતાના ઓરડા તરફ ગયો, કોઠળો લીધો અને તેને ઉઘાડી તેમાં તતોસ્યું, કાંઇક તેમાંથી કાઢીને બિછાંનાંપર મૂક્યું, એક ગજવામાં પોતાનાં બુત મૂક્યાં, કોઠળો ખભે મૂક્યો, ટોપી પહેરી લઇ તે બને એટલી નીચી રાખી ચહેરો છુપાવ્યો, તતોસીને પોતાની લાકડી લીધી, અને તે બારીનાં ખૂણાં આગળ મૂકવા ગયો, અને બિછાંનાં આગળ પાછો આવી તે પર જે મૂક્યું હતું તે મક્કમપણે ઉંચકી લીધું. તે એક ટુંકા લોઢાંના સળીઆ જેવું હતું અને ભાલા માફક એક છેડે અણીવાળું હતું. અંધારામાં આ લોખંડનો ટુકડો શું કામ આવી શકે, તે જણાતું હતું નહીં. કદાચ તે પરામ હશે, કદાચ તે ડંગ હશે. દિવસે તે ખાંણુ ખોડનારની પરામ તરીકે ઓળખી

શકાય. કોઇ વખત તુલોંની આસપાસ આવેલા ખડકો ખણવાને બંધવાઓને કામે લગાડવામાં આવતા અને તેથી ખાણ ખોદનારના હથીઆર તેમની કને હોવાનું અસાધારણ હતું નહીં, ખાણ ખોદનારની પરાય ભારી લોખંડની હોય છે, અને એક છેડો અણીઆળો હોય છે જે વડે ખડક ખોદી શકાય છે. તેણે જમણા હાથમાં પરાય લીધી, અને દમ બંધ રાખી, પગલાં સંભળાએ નહીં તેમ પાસેનો ઓરડો જે બીશપનો હતો તે તરફ ચાલ્યો, તે બારણાં આગળ આવી પહોંચતાં તેને ઉંઘાડું જોયું. બીશપે બંધ કર્યું ન હતું.

---

## પ્રકરણ ૧૧ મું.

## તેણે શું કીધું.

જાંવાળીયાંએ કાન દઇ સાંભળ્યું, કોઇપણ અવાજ થતો નહીં. તે બારણામાંથી પસાર થયો, આસ્તેથી તતોસીને, બિલાડી માફક નરમ પગલાંથી દાખલ થયો.

જરા બારણું હાથનાં દબાણથી અવાજ ન થાએ તેમ હડસેલ્યું અને કાંઇક વધારે ઉઘાડયું.

એક પળ ફરીથી કાન કરી સાંભળ્યું, પછી વધારે હિંમત પકડી બીજી વાર બારણું હડસેલ્યું. તે અવાજ કર્યા વગર વધારે ઉંઘડયું, તે અંદર જઇ શકે એટલું પૂરતું ઉંઘડી ચુકયું હતું. પણ બારણાંની નજદીક એક નાની ટેબલ હતી જેનું ખૂણું એવી રીતે બારણાને લાગેલું હતું કે દાખલ થતાં કાંઇક નડે. જાંવાળીયાએ આ મુશ્કેલી જોઈ બારણું વધારે ઉંઘાડવાને વધારે જોર વાપરવું જોઇએ. તેણે નિશ્ચય કર્યો અને આગળ બેવાર કરતાં ત્રીજી વાર વધારે જોરથી હડસેલ્યું. આ વેળા બારણાંનું એક મીજાગરૂં જેને લાંબા વખતનું તેલ લગાડવામાં આવ્યું ન હતું. તેણે એકાએક લાંબો કઠોર અવાજ કર્યો.

જાં વાળીમાં ડરી ગયો. આ મીજાગરાંના અવાજથી કયામતના છેલ્લા દિવસે રણસીંગડું ફુંકવામાં આવ્યું હોય એવું ભયંકાર તેને લાગ્યું. પહેલી પળના વિચીત્ર સહરાઘાત ભરેલા ખ્યાલથી તેને એવું લાગ્યું કે મીજાગરૂં જીવતું થઇ ભયંકાર રૂપ પકડતું હતું, અને સઘળી દુનિઆને ખબર આપવાને અને સઘળાં ઉંઘેલાંઓને જગાડવાને કુતરાં માફક ભસતું હતું. તે થોભી ગયો, ધ્રુજતો, પકડાઇ ગયલો જાણી કાંઇક પછવાડે હટયો.

તેણે પોતાની નાડીઓ પોતાનાં માથાંમાં લુહારના હથોડાઓ માફક ઠોકાતી અને જોરથી ધબકતી સાંભળી, અને તેને લાગ્યું કે તેનો દમ, ગુફામાંથી પવન નીકળે તેમ છાતીમાંથી નીકળવા લાગ્યો. મીજાગરાંના અવાજે આખાં ઘરને ધર્તિકંપ માફક જગાડયું ન હોય એમ માનવું તેને અશકય લાગ્યું. બારણાંને તેણે આંચકો માર્યો તેથી તેણે ગભરાઇને લોકને મદદે બોલાવ્યાં. તેને લાગ્યું કે ઘરડો બીશપ જાગી ઉઠયો, એ ઘરડી સ્ત્રીઓ બૂમો પાડતી બારણાંની મદદે આવી પૂગશે, પા કલાક અગાઉ ગામમાં બૂમ પડશે, અને પોલીસ શોધ કરતી ફરશે, એક પળ તેણે પોતાની આશા છોડી દીધી.

તે જ્યાં હતો ત્યાંજ પુતળાં માફક હાલ્યા વગર ઉભો રહ્યો.

કેટલીક મીનીટ પસાર થઇ, બારણું આખું ઉંઘાડું હતું, તેણે ઓરડામાં જોવાની હિંમત કીધી. કાંઇ પણ હીલચાલ્યું હતું નહીં. તેણે કાનો ઉભા કરી સાંભળ્યું, ઘરમાં કશી પણ હીલચાલ થતી હતી નહીં. કિટાઇ ગયલાં મીજાગરાંના અવાજે કોઇને પણ જગાડયું હતું નહીં.

આ પહેલી ધાસ્તી વહી ગઇ પણ હજી તેનામાં ભયંકાર ગભરાટ ચાલતોજ હતો, તે આજુબાજુ કાંઇ જોતો નહીં. પહેલાં પોતાની આશા છોડી દીધી, ત્યારે પણ ઝડપથી સઘળું કરી લેવા સિવાય તેને બીજો વિચાર ન હતો, તેણે એક પગલું આગળ ભર્યું અને ઓરડામાં દાખલ થયો.

તે ઓરડો સંપૂર્ણ શાંતિમાં હતો.

અહીં તહીં ઓરડામાંની ચીજોના ખુલ્લા ન જણાતા આકારો લાગતા, જે દિવસે જોતાં, ટેબલ પર પથરાએલાં કાગળો, ઉંધાડાં પૂસ્તકો,

કપડાંથી ભરાએલી એક આરામ ખુરસી, બંદગી કરતી વેળા બેસવાની ટેબલ, તરીકે પીછાંણાત, પણ હમણાં અધારાં ખૂણાં અને કાંઇ ચોકસ જણાએ નહીં એવું નજરે લાગ્યું. જનં વાળીયાં ઓરડામાંના સરસામાન સાથ અડકી ન પડાએ તેની સંભાળ રાખીને આગળ વધ્યો. ઓરડાને છેડે તેણે ઉંધતા બીશપનો શ્વાસ, સરખો અને શાંતપણે ચાલતો જોયો.

તે એકદમ ઉભો રહી ગયો, તે બિછાંનાંની પાસે હતો, ધારતો હતો તે કરતાં ત્યાં જલદી આવી પૂગ્યો હતો.

કુદરત પોતાના દેખાવો અને અસરોની એવી રીતે એક બીજા સાથે કેટલીક વાર મેળવણી કરે છે કે જાણે ગંભીરપણે બુદ્ધિ વડે ચોકસ લાગુ પડતી અસરો નીપજાવવાનું કર્યું હોય, અને એમ કરી આપણને વિચારતાં શીખવતી હોય. લગભગ અરધો કલાક મોટાં વાદળથી આકાશ છવાએલું હતું, જનંવાળીયાં બીશપનાં બિછાંનાં આગળ જઇ ઉભો તેજ પળે જાણે કાંઇ ખાસ મકસદથી થયું હોય તેમ વાદળ વીખરાઈ ગયું, અને ચંદ્રનું એક કિરણ બારીમાંથી દાખલ થયું જેથી બીશપનો ફીકકો ચહેરો દેખાવા લાગ્યો, તે શાંતિથી ઉંઘતા હતા. આલ્પસના નીચલા ભાગો તરફ સખત શિઆળાને લીધે તે ભુરાં ઉનનાં વસ્ત્ર પહેરી સૂતા હતા, જેથી તેમના હાથો કાંડી સુધી ઢંકાએલા હતા, તેમનું માથું તકીઆ પર વિસામો મળે તેમ ટેકવેલું હતું. તેમનો એક હાથ જેનાં આંગળાંમાં ધર્મ ગુરૂના હોદ્દાને લગતી વીંટી હતી, તે બિછાંનાંની બહાર લટકતો હતો—જે હાથે ઘણાં ભલાં અને પવિત્ર કામો કર્યાં હતાં.

તેમના ચહેરાપર સંતોષ, આશા અને સ્વર્ગ સુખ પ્રકાશી રહ્યાં હતાં. તેમનો ચેહરો હસતો લાગતો તે કરતાં ખોરેહવાળો વધુ લાગતો. તેમનાં કપાળ ઉપર વર્ણવી ન શકાય અને શરિરીક આંખોથી જોઇ ન શકાય એવી રોશની અને રૂહાની લાગતાં હતાં. પ્રમાણિક માણસો ઉંઘતી વેળા આકાશના ભેદોનું અવલોકન કરતાં હોય છે, તે આકાશ બીશપ ઉપર, આરસીમાં દેખાય તેમ દેખાઈ રહ્યું હતું. આ માત્ર બીશપનાં પારદર્શક શરિરમાંનીજ રોશની હતી, આકાશ તેમની પોતાની અંદરજ હતું. તે આકાશ તે તેમનું અંતઃકરણ હતું. જે પળે ચંદ્રનાં કિરણ આ, બીશપની અંદરની રોશની સાથ ભેળાયું તે પળે ઉંઘતા બીશપ ફરેસ્તાઇ નૂરવાળા દેખાવા લાગ્યા. સઘળો દેખાવ ઝળકળાં જેવી રોશનીમાં મધુર અને વર્ણવી ન શકાય એવો હતો. આકાશમાં ચંદ્ર, ઉંઘતી દેખાતી કુદરત, એક પાદડું પણ હીલ્યા વગરનો બાગ, શાંતિમાં પડેલું ઘર, વખત, ચુપકીદી સઘળું આ બુજોર્ગ માણસની ઉંઘ વચ્ચે, બોલી ન શકાય એવું ગંભીર બનાવતાં હતાં, અને આકાશી કિરણોનું દબદબા ભરેલું તાજ પહેરેલું હોય તેમ સફેદ વાળ અને ઉંઘમાં બંધ રહેલી આંખો સાથ, સઘળી આશા ભરેલા, કુદરત પર સંપૂર્ણ વિશ્વાસ ધરાવનાર, બુજોર્ગ માથાં સાથ, બાળકની ઉંઘે ઉંઘતા હતા.

જાં વાળીયાં અંધારામાં હતો, તેની લોઢાંની પરાય હાથમાં હતી, તે આકાશી પ્રકાશ ધરાવનાર બુજોર્ગને જોઇ ડરીને સ્થિર ઉભો હતો. નીતિની દુનિઆમાં આથી વધારે મહત્વનો દેખાવ હોતો નથી; કે જ્યારે એક અશાંત બનેલું ડંખ દેતું અંતઃકરણ ધરાવનાર, કોઇ ખરાબ કામ કરવાની અણીપર આવેલો ભલા પરહેજગાર માણસની ઉંઘ નિહાળી મનન કરે છે, રાતની શાંતિ અને એકાંતપણાં વચ્ચે પોતાના જેવા પડોશીની લગોલગ, એક પહરેજગાર ભલા માણસની

ઉંઘ કાંઇક અચોકસપણે તોપણ અસર કારક રીતે દમામદાર લાગી. તેના મનમાંથી શું પસાર થતું હતું તે કોઇ કહી શકત નહીં, તે પોતે પણ નહીં, તેનો શુમાર કાઢવાને જે કાંઇ સર્વથી જાસ્તી ભરેલું તેને જે કાંઇ સર્વથી નરમાસવાળું તેની હાજરીમાં જોવું જોઇએ, તેના ચહેરા પરથી પણ કોઇ કાંઇ ચોકસપણે જાણી શકે નહીં, તે કાંઇક જંગલીની અચરતી જેવું હતું.

પણ તે હવે શું વિચારતો હતો, તેની અટકળ કરવી અશક્ય છે, જેટલું જોઇ શકાતું તે આટલુંજ કે તેનું મન જુસ્સાથી વ્યાકુળ બની તે ગભરાઇ રહ્યો હતો. પણ તે જુસ્સો કઇ પ્રકારનો હતો?

તેની નજર બુજોર્ગ બીશપથી ફેરવી શકાતી નહીં, તેની દપછપ અને તેના ચહેરા પરથી એટલુંજ ખુલ્લું થઇ શકે કે તે વિચારનાં અજબ જેવાં ધ્રુચુપચુપણાંમાં પડયો હતો, એમ કહેવાઇ શકાય કે તે બે જગ્યાઓ વચ્ચે ડગમગતો બની ઉભો હતો, એક નાશની અને ફના થવાની, બીજી તારણની અને સલાંમતી સાથની હમેશની જીંદગીની, જાણે કે તે બીશપનું માથું ફાડવા કે તેનો હાથ ચુંમવાને તૈયારી કરતો હતો. કેટલીક પળ પછી, તેણે પોતાનો ડાબો હાથ આસ્તેથી કપાળ તરફ ઉંચકીને પોતાની ટોપી કાઢી અને તેટલોજ આસ્તેથી પાછો નીચે કર્યો, અને જાંવાળીયાં ડાબા હાથમાં ટોપી, જમણા હાથમાં લાકડી અને વિકાળ માથાંપર ઉભા થઇ રહેલા વાળો સાથ પાછો વિચારમાં પડયો.

તેની ભય ઉત્તપન કરનારી આંખો આગળ બીશપ શાંતપણે ભર ઉંઘમાંજ હતા, ચીમની ઉપરનો 'ક્રાસ' ચાંદરણાંમાં કાંઇક ઝાંખો દેખાતો, બંને મનુષ્યો તરફ પોતાના હાથો લાંબા કરી એકને આશીરવાદ દેતો હોય અને બીજાને મારી ભક્ષતો હોય તેમ લાગતો.

એકાએક જાંવાળીયાંએ પોતાનાં માથાંપર ટોપી પાછી પહેરી, બીશપ તરફ જોયા વિના બિછાંનાં આગળથી ચાલી જઇ, બિછાનાંને માથે જમણી તરફ કબાટ હતી ત્યાં પહોંચ્યો, પોતાની લોખંડની પરાય, તાળું ભાંજવાને ઉંચકી; કુંચી ત્યાંજ હતી, તેણે તે વડે તાળું ઉઘાડયું તેવીજ રૂપાંનાં વાસણ ભરેલી ટોપલી નજરે પડી તે લઇ કશી સાવચેતી વગર કે અવાજ થાય તેની દરકાર વગર ઓરડામાંથી ઝડપથી ચાલીને બારણાં તરફ પહોંચ્યો, બંદગી કરવાના ઓરડામાં દાખલ થયો, અને બારી ઉંઘાડી હાથમાં લાકડી સાથે બહાર નીકળી પડયો, અને રૂપાંનાં વાસણ કોકળામાં મૂકી, ટોપલી ફેંકી દઈ, બાગમાંથી પસાર થઇને, દિવાળ કુદાવી નાસી ગયો.

---

## પ્રકરણ ૧૨ મું.

## બીશપ કામે વળગે છે.

બીજી સહવારે, સૂર્ય ઉગતાં મી૦ બીઆંવેનુ પોતાના બાગમાં ફરતા હતા. મેડમ મેગલ્વોર ગભરાએલી તેમની તરફ દોડતી આવી.

તેણીએ પૂછ્યું, સાહેબ, રૂપાંનાં વાસણની ટોપલી કયાં છે તે આપ જાણો છોજી?

બીશપ બોલ્યા, હા.

તેણી બોલી, ખુદાનો, જીસસનો આભાર માનું છું. હું જાણુતી નથી કે તેનું શું થયું. બીશપે ટોપલી એક ફુલના કયારામાંથી ઉંચકી લીધી, તે તેમને મેડમ મેગલ્વોરને આપી કહ્યું, લો, આ.

તેણી બોલી, આ શું? અંદર તો કાંઇ મળે નહીં! રૂપાંનાં વાસણ કયાં ગયાં?

બીશપ બોલ્યા, તમારાં મગજમાં તો રૂપાંના વાસણજ ભરાઇ રહ્યાં છે. હું જાણુતો નથી કે તેમનું શું થયું?

મહાન ભલા પરમેશ્વર! તે ચોરાઇ ગયાં છે! ગઇ સાંજે જે માણુસ આવ્યો હતો તે ચોરી ગયો છે.

આંખના પળકારામાં, એક ઘરડી સ્ત્રીની ચોકાસી ભરેલી તિક્ષણુતાથી મેડમ મેગલ્વોર બંદગીના ઓરડામાં થઇ, મુસાફરના સૂવાના ઓરડામાં ગઇ, અને બીશપ આગળ પાછી આવી. બીશપ વાંકા વળી એક રોપો ક્યારામાં ટોપલી નાખવાથી કાંઇક છુંદાએલો હતો, તે નિસાસો મૂકતાં તપાસતા હતા, તે મેડમ મેગલ્વોરની બૂમ સાંભળી પાછા સીધા થયા. સાહેબ, તે માણુસ ગયો! રૂપાનાં વાસણુ ચોરાઇ ગયાં છે!

આ બૂમ પાડતાં, તેણીની નજર બાગનાં એક ખૂણાંપર પડી જ્યાં દિવાળપર ચઢવાની નિસાની હતી, દિવાળનો કાંઇક ભાગ ખરી પડયો હતો.

જુઓ! અહીંથી તે બહાર નીકળ્યો હતો. તે કુદીને કોશરીલ ગલીમાં ઉતર્યો, અફસોસ! તે આપણાં રૂપાંનાં વાસણુ ચોરી ગયો! બીશપ એક પળ ચુપ રહ્યા, પછી ગંભીરાઇથી આંખો ઉંચી કરી, મેડમ મેગલ્વોરને નરમાસથી કહ્યું, પહેલાં તો, આ વાસણુ, શું આપણાં હતાં? મેડમ મેગલ્વોર જવાબ દઇ શક્યાં નહીં, કાંઇક ચુપકીદી પછી બીશપે બોલવા માંડયું, મેડમ મેગલ્વોર, આ રૂપાંનાં વાસણો રાખવામાં મેં લાંબો વખત ખોટું કર્યું છે. તે વાસણો ગરીબોનાં હતાં. પેલો માણુસ કોણુ હતો? દેખાઇતો ગરીબજ હતો.

અફસોસ! જીસસ, તેણી બોલી, મારે માટે તેમજ બાઇને માટે તે વાસણુ ન હતાં, અમારે મનથી તો સરખુંજ છે. પણુ તે તો તમો સાહેબ માટે હતાં, હવે આપ સાહેબ શામાં જમશો?

બીશપે તેણી તરફ અચરતીથી જોયું, અને બોલ્યા, શું આપણી કને તીનની રકાબીઓ નથી? મેડમ મેગલ્વોરે

પોતાનાં ખભાં કમકમીને ઉંચાં કર્યાં, અને બોલ્યાં તીન વાસ મારે. બીશપ બોલ્યા, વારૂ ત્યારે લોખંડની રકાબી વાપરીશું. મેડમ મેગલ્વોર છછણીને ચાળા સમેત બોલ્યાં, મહોડાંમાં લોખંડનો સ્વાદ આવ્યા કરે. બીશપ બોલ્યા, વારૂ ત્યારે, લાકડાંની રકાબી વાપરીશું. કેટલોક વખત પછી, ગઇ રાતે જાંવાળીયાં સાથ જમ્યા હતા તેજ ટેબલપર બીશપે પોતાનો નાસ્તો લીધો. નાસ્તો ખાતાં તેમની બહેન કાંઇ વાત કરતાં ન હતાં, અને મેડમ મેગલ્વોર સંભળાએ નહીં તેમ બબડતાં હતાં. મી૦ બીઆંવેનુંએ પોતાની બહેનને કહ્યું, દૂધનાં પ્યાલામાં રોટલી બોળવાને લાકડાંના ચમચા કાંટાની પણ જરૂર નથી.

મેડમ મેગલ્વોર બોલ્યાં, આવા એક માણસને ઘરમાં ઘાલવાનું અને નજદીકમાં સુવાડવાનું તે એજ તો! ચોરી-માંજ અટક્યું એટલું સારૂં નસીબ! ઓ! મારા ખુદા! એનો વિચાર કરતાં પણ ધ્રુજરાં છુટે છે!

ભાઈ અને બહેન ટેબલ આગળથી ઉઠતાં હતાં તેજ વેળા કોઇએ બારણું ઠોક્યું. બીશપ બોલ્યા, આવો.

બારણું ઉઘડ્યું, એક અજબ જેવું, ઉસ્કેરાએલું ટોળું ઉંબરપર આવી ઉભું. ત્રણે જને એક માણસને ગળાંમાંથી પકડ્યો હતો. આ ત્રણ જન, પોલીસના સિપાઇ હતા. ચોઠો, જાંવાળીયાં હતો. પોલીસનો એક જમાદાર જે આ ટોળામાં મૂખ્ય હતો તે બારણાંની નજદીક હતો, તે ઓરડામાં બીશ-પની નજદીક આવી લશ્કરી ઢપે સલામ કરી ઉભો, અને બોલ્યો, સાહેબ—આ શબ્દ સાંભળતાંજ જાંવાળીયાં જે ઉદાસ હતો અને શરમથી માથું વાંકુ રાખ્યું હતું, તે ઉંચું કરી બબડ્યો, સાહેબ! શું એવણ ક્યુરેન નથી?

એક સિપાઇએ તેને કહ્યુ, ચુપ રહે, તું બીશપ સાહેબ આગળ છે. એટલાંમાં બીશપ ઘરડી ઉમ્મરે ઝડપ થઇ શકે

તેટલા જલદીથી આગળ આવ્યા અને બોલ્યા, ઓહો, જાં વાળીયાં તમે છો કે ? હું તમને જોઇ ખુશ છું. કેમ ! મેં તમને રૂપાંની રકાબીઓ સાથે રૂપાંની 'કેન્ડલ સ્ટીક' પણ ભેટ આપ્યાં હતાં જે બધાંની કિંમત બસો ફ્રેંક થાય, પણ તમે રૂપાંની 'કેન્ડલ સ્ટીક' કેમ લઇ ગયા નહીં ?

જાં વાળીયાંએ બુજોર્ગ બીશપ તરફ પોતાના ચેહરા-પર પ્રગટેલી અજાયબી સાથ એવી રીતે જોયા કીધું કે કોઇ મનુષ્ય ભાષામાં તેવું વર્ણન થઇ શકે નહીં.

પોલીસ જમાદારે કહ્યું, સાહેબ આ માણસે અમને કહ્યું હતું તે ખરૂં છે ? અમે તેને રસ્તામાં મળ્યા. તે કોઇ નાસીં જતો હોય તેમ લાગતો હતો. અમે તેને જોતાંજ પકડ્યો. તેની કને આ રૂપાંનાં વાસણ હતાં. બીશપ હસ્તા વચમાં બોલી ઉઠ્યા, એણે તમોને કહ્યું કે એક ઘરડો ભલો પાદરી જેની સાથ પોતે રાત ગુજારી હતી તેણે તે આપ્યાં હતાં. હું સઘળું સમજી ચુકયો છું. પછી તમે એને અહીં લાવ્યા છો ? તેમ કરવામાં તમે ભૂલ કરી છે.

જમાદારે કહ્યું, એમ છે તો અમે તેને છોડી મૂકી શકયે ? બેશક, બીશપ બોલ્યા.

પોલીસે જાં વાળીયાંને છોડી મૂકયો, જે અજબ થતો ઉભો.

ભાગ્યે સાંભળી શકાય એવા અવાજે, ઉંઘમાં બોલતો હોય તેમ તે બોલ્યો, શું મને છોડી મૂકવામાં આવ્યો છે એ ખરૂં છે ?

એક સિપાઈ બોલ્યો, તને છોડી મૂકવામાં આવ્યો છે, શું તું સમજી શકતો નથી ?

બીશપે જાં વાળીયાંને કહ્યું, મારા મિત્ર, તમે જાઓ તે અગાઉ તમારી 'કેન્ડલસ્ટીક' લઇ લો. સાથે લેતા જજો. તે ઓરડામાં ગયા અને બંને રૂપાંની 'કેન્ડલ સ્ટીક' જાં

વાળીયાં આગળ લાવ્યા. બંને ઘરડી સ્ત્રીઓએ એક શબ્દ બોલ્યા વગર બીશપ જે કરતા હતા તે જોયા કીધું, જરાક પણ હીલચાલ કર્યા વગર કે બીશપને ખલલ કર્યા વગર બેસી રહી. જાં વાળીયાંનું આખું શરિર કાંપવા લાગ્યું; તેણે મૂઢ જેવો બની જઇ યંત્ર માફક કાંઇ મતલબ વગર તે લીધી.

બીશપ બોલ્યા, સુખેથી જાઓ, પણ પાછા આવો તો બાંગના રસ્તાનો ઉપયોગ કરવાની જરૂર નથી. મહોલ્લાને બારણેથીજ આવજા કરજો, દિવસે કે રાતે બારણાંને માત્ર અદ્દગળીજ દેવામાં આવે છે.

પછી પોલીસ તરફ ફરી, કહ્યું.

તમે હવે જાઓ, પોલીસ ચાલી ગઇ; જાંવાળીયાં બેભાન થતો હોય તેવો લાગ્યો.

બીશપ તેની નજદીક ગયા અને ધીમે સાદે કહ્યું—સઘળી રૂપાંની વસ્તુઓના પૈસા પ્રમાણિક થવા માટે વાપરવાને મને વચન આપેલું ગણીને ચાલજો, કદી ભૂલશો નહીં.

જાં વાળીયાં જેને એવું કશું વચન પોતે આપવાની યાદ ન હતી, તે ગભરાઇને મૂગોજ રહ્યો. બીશપે પોતાના શબ્દો બોલતાં તેપર ભાર મૂકયો હતો. ગંભીરાઇ સાથે વધુ કહ્યું, જાં વાળીયાં મારા ભાઇ, તમે હવે ભુંડાઇનાં પક્ષને લગતા નથી. ભલાઇને લગતા થયા છો. તમારો આત્મા મેં ખરીદીને તમને આપ્યો છે. સીહા વિચારો અને શએતાનથી તેને છોડવી ખુદાને આપું છું.

---

## પ્રકરણ ૧૩ મું.

## નાનો જરવૅ.

જાં વાળીયાં નહાસી જતો હોય તેમ ગામ છોડી ગયો. ખેતરોમાંથી ઘણીજ ઝડપથી ચાલવા માંડયું, તે રસ્તો નજરે પડે ત્યાંથી ચાલતો રહેતો અને દર પળે જ્યાંથી આવ્યો તેની નજદીકજ જતો હતો એમ જાણતો નહીં. આખી સહવારે તે એ પ્રમાણે ભટકતો રહ્યો, કાંઇ ખાધું હતું નહીં, અને ખાવાને ભૂખ પણ હતી નહીં. તે નવીજ લાગણીઓનો શિકાર બન્યો હતો. તેને એક પ્રકારે ગુસ્સો લાગતો, કોણ તરફ ગુસ્સો લાગતો તે જાણતો નહીં. બીશપની માયાથી તેનું દિલ પીગળ્યું હતું કે તે શરમીંદો બની ગયો હતો, તે તેને સમજ પડતી નહીં. એક પળ તેનામાં અજબ જેવી પ્રીતિ અને માયાની લાગણી થતી, જે સામે છેલ્લાં વીસ વર્ષ તેને સખત દિલનો અને શોખ કર્યો હતો તે વડે લડતો હતો. આ હાલત વચ્ચે તે થાકી ગયો, તેનાં કમનસીબે જે ગેરઇનસાફ તેની ઉપર ગુજાર્યો હતો, તેથી એક અકુદરતી ભયંકાર, ઉજ્જડ જગ્યામાં લાગે એવી શાંતિ પોતાની અંદર જોઇ તે ધ્રુજતો, તે પોતાને પૂછતો, કોણ મારાં નુકસાનનો બદલો આપશે. કોઇ વખત, પોતે પોલીસના પહારા હેઠળ બંધીખાના-માંજ હોત તો સારૂં એમ ઇચ્છતો, અથવા ત્યાંથી છુટવા પછી જે બન્યું હતું તે ન બનતે તો સારૂં. ત્યાં પણ તેને એટલું લાગ્યું હતું નહીં.

મોસમ ખલાસ થવા આવી હતી તે છતાં અહીં તહીં વાડમાં કોઇ મોડેથી ઉગેલાં ફુલોનો સોડમ તેને આવતો કે પોતાનું બચપણ તેને યાદ આવતું. આ યાદો તેનાથી ખમી ન શકાય તેવી લાગતી નહીં, જો કે ઘણો લાંબો વખત બચગીની આગળી જીંદગીના વિચારો આવતા બંધ પડયા હતા. આખો દહાડો બોલી ન શકાય એવા વિચારો એકઠા થતાજ જતા.

સૂર્ય આથમતો હતો અને ભોંય ઉપર નાનામાં નાના પથ્થરનો પડછાયો લાંબો થતો હતો, ત્યારે જાં વાળીયાં એક ઝાડીની પછવાડે મોટાં ઉજ્જડ મેદાનમાં બેઠો હતો. તેની દૃષ્ટિમર્યાદાપર આલ્પસ પર્વત સિવાય કાંઇ હતું નહીં. કોઈ દૂરનાં ગામડાંનો ઘંટ પણ સંભળાતો નહીં. જાં વાળીયાં દીન ગામથી ત્રણ લીગ દૂર હશે. મેદાનમાંથી ઝાડી પાસે થઇને એક માર્ગ હતો. તેના વિચારો, તેનાં ચીંથડાંને ઓછી બીક લાગે તેવાં નહીંજ કરતાં હતાં, તે વચ્ચે તેણે કાંઇ ખુશ અવાજ સાંભળ્યો. તેણે પોતાનું માથું ફેરવીને જોયું તો દસેક વર્ષનો નાનો સેવોયાર્ડ મેદાનની વચ્ચે રસ્તો હતો ત્યાંથી આવતો જોયો, જેની બાજુએ 'હરડી ગરડી' (વાજીંત્ર) અને માથાંપર મારમોતની પેટી હતી. તે, જે નાનાં મધુર, ખુશાલ ચેહરાનાં બાળકો ઘુંટણપરથી ફાટેલાં પાટલુન સ.થ એક ગામથી બીજે ગામ જાએ છે, તેઓમાંનો એક હતો. ગાતો ગાતો, તે ચાલતાં અટકતો અને થોડાક પૈસા, જે ઘણીખરી તેની સઘળી દોલત હશે તે વડે રમત કરતો. તેના પૈસામાં એક ચાળીસ સુનો સિક્કો હતો.

જાં વાળીયાંને જોયા વગર તે ઝાડીની બાજુએ અટક્યો અને પોતાની મુઠ્ઠી ભરાય એટલા સુ, જે હમણાં સુધી ચંચળાઇથી ઉછાળીને હાથમાં પાછા ઝીલી લેતો હતો, તે પાછા ઉછાળ્યા. આ વેળા તેનો ચાળીસ સુનો સિક્કો પડી ગયો અને ઝાડી તરફ જ્યાં જાં વાળીયાં હતો, ત્યાં ગબડતો આવ્યો. જાં વાળીયાંએ પોતાનો પગ તેપર મૂકી દીધો. પણ તે બાળકે પોતાના સિક્કાપર નજર રાખી, જાં વાળીયાંને તેપર પગ મૂકતાં જોયો હતો. આ સઘળું એક તદન ઉજ્જડ જગ્યામાં બન્યું, જ્યાં તેઓ સિવાય કોઇ બીજું હતું નહીં. જેટલું પણ દૂર જોઇ શકાય એટલું જોતાં, મેદાનમાં કે રસ્તાપર કોઇ પણ બીજું માણસ હતું નહીં. અત્યંત ઉંચાઇએ આકાશ તરફ પક્ષિઓનું એક ટોળું ઉડતું હતું, તેમના ઝીણા

અવાજ સિવાય બીજો કાંઇ પણ અવાજ સંભળાતો ન હતો. તે બાળકની પીઠ સૂર્ય તરફ હતી, જેની રોશનીમાં તેના માથાના વાળ સોનેરી દેખાતા અને જાં વાળીયાંનો વિકાળ ચેહરો લાલપીળો થઈ ગયલો લાગતો હતો. નાના સેવોયાર્દે, અજ્ઞાનપણું અને નિર્દોષતાને લીધે જે હિંમત બચ્ચાંમાં હોય છે તેવી હિંમતથી કહ્યું, મીસ્તર, મારો સિક્કો લેવા દો.

જાં વાળીયાં બોલ્યો, તારૂં નામ શું ?

મારૂં નામ નાનો જરવૅ છે. અહીંથી જા, જાંવાળીયાંએ કહ્યું. બાળકે ફરીથી કહ્યું, મીસ્તર, મારો સિક્કો આપો. જાંવાળીયાંએ માથું નીચું રાખી જવાબ આપ્યો નહીં. બાળકે ફરીથી કહ્યું. મીસ્તર મારો સિક્કો આપો. જાંવાળીયાંની નજર ભોંય તરફજ ચાલુ રહી. છોકરો રડીને બોલ્યો મારો સફેદ સિક્કો, રૂપાંનો છે તે આપો.

જાં વાળીયાં સાંભળતો ન હોય તેમ લાગતું. બાળકે તેના ડગલાનો 'કૉલર' પકડીને તેને હીલવ્યો, અને તેજ વેળાએ પોતાના ખજાનાપરથી જાં વાળીયાંનો નાળ મારેલાં બુટ સાથનો પગ ખસેડવાની કોશેશ કીધી. તે છોકરાએ કહ્યું, મારો સિક્કો માગું છું, મારો ચાળીસ સુનો સિક્કો લેવા ઇચ્છું છું. તે રડયો. જાં વાળીયાં ઉઠીને ઉભો થયો. હમણાં સુધી તે બેઠલો હતો. તેની આંખોપરથી તેનું મન શાંતિ વગરનું લાગતું. કાંઇક અજાયબી દેખાડતો હોય તેમ બાળક તરફ જોતાં પોતાની લાકડી તરફ હાથ લઇ જતાં ભયંકાર અવાજે બૂમ પાડી. એ કોણ છે અહીંઆં ? બાળકે કહ્યું, મીસ્તર હું છું, હું નાનો જરવૅ છું, હું છું, હું છું. મેહરબાંની કરી મારો ચાળીસ સુનો સિક્કો આપો. મહેરબાંની કરીને તમારો પગ ઉચકો. પછી નાનો બાળક હતો તે છતાં છેડાઇને ધમકી આપવા લાગ્યો. તમારો પગ ઉંચકો. જોઉં છું ઉંચકો છો કે નહીં. જાં વાળીયાં બોલ્યો, કેમ હજી તું નથી જતો કે ? પછી

પગ સિક્કાપરજ રાખીને તદન સીધો થઇ બોલ્યો, કેમ મરવા માંગે છે કે? છોકરાએ ડરી જઇને તેની તરફ જોયું, પછી માથાંથી પગ સુધી ધ્રુજવા પડયો, અને કેટલીક સેકંડ પછી નાસવા માંડયું, અને જરાક પણ ડોક ફેરવી જોયા વગર કે કશી બૂમ પાડયા વગર નહાસ્તોજ રહ્યો. કેટલેક છેટે ગયા પછી તેનો દમ ભરાઇ આવવાથી થોભવાની ફરજ પડી, અને જાં વાળીયાં પોતાના વિચારમાં હતો તે છતાં તેનો ડચકાં ખાવાનો અવાજ સાંભળ્યો, થોડીક પળ પછી છોકરો નજરેથી ગુમ થયો હતો. સૂર્ય અસ્ત પામ્યો હતો. જાં વાળીયાં અંધારાંમાં હતો. તેણે આખો દહાડો કાંઇ ખાધું ન હતું. બનવાજોગ છે કે તેને તાપ થઇ આવી હતી. છોકરો નહાસવા પછી, તે સીધો ઉભોજ રહેલો હતો, લાંબે કે ટુંકે અંતરે તેની છાતી શ્વાસ લેતાં ઉંચકાતી. તેનાથી દસ બાર પગલાં દૂર ઘાસમાં કાંઇ ઠીકડી જેવું પડેલું હતું, તેપર ટીકીને ધ્યાનથી જોયા કરતો હતો, એકાએક તે ધ્રુજ્યો. તેને રાતનો ઠંડો પવન લાગતો હતો. તેણે પોતાની ટોપી પાછી માથાં ઉપર પહેરી, યંત્ર માફક ડગલાનાં બતન પોતે રહ્યો, અને ભોંયપરથી પોતાની લાકડી લેવાને એક પગલું ભર્યું. તે પળે તેણે પેલો ચાળીસ સુનો સિક્કો જે તેના પગના ભારથી જમીનમાં અરધો દટાઇ ગયો હતો, તે કાંકરા વચ્ચે ચળકતો દીઠો.

તેને વીજળીનો ઝટકો લાગ્યો હોય તેમ લાગ્યુ, તે દાંત બીડી બોલ્યો આ શું છે? તે ત્રણ પગલાં દૂર જોતો ઉભો અને પેલી ચળકતી ચીજ જે એક પળ અગાઉ તેના પગે દાબી હતી, તે કોઇ ચળકતી આંખ હોય અને તેની પોતાની તરફ ટીકતી હોય તેમ તે પરથી પોતાની નજર ફેરવી શકયો નહીં.

કેટલીક પળ પછી પેલા રૂપાંના સિક્કા તરફ કાંઇક ધ્રુજરી સાથ પગલું ભર્યું, વાંકો વળી તે સિકકો લઇ પાછો સીધો થયો, અને મેદાનમાં દૂર જોવા લાગ્યો, એકજ વેળાએ દ્રષ્ટિ મર્યાદાની સઘળી બાજુએ નજર ફેંકતો, જંગલી હેવાન પોતાના આશ્રા માટે જગ્યા શોધતું હોય તેમ ધ્રુજતો જોવા લાગ્યો. તે કાંઈ જોઇ શકયો નહીં. રાત પડી, મેદાંનમાં સખત ઠંડી લાગતી, અને ઝઝકળાં જેવી રોશનીમાં ભારી ધુમસ થયલું દેખાતું. તેણે જે તરફ છોકરો નજરેથી ગુમ થયો હતો ત્યાં ચાલવા માંડયું. ત્રીસેક પગલાં ભરીને પાછો ઉભો રહી જોવા લાગ્યો. કાંઇ નજરે પડયું નહીં. પછી તેણે ધાંટો પાડી બૂમો મારી : 'જરવૅ, નાના જરવૅ'! તે પાછો ચૂપ થયો અને કાન દઇ સાંભળ્યું. કોઇનો ઉત્તર મળ્યો નહીં.

મેદાન ઉજ્જડ અને ઉદાસ લાગે તેવું લાગતું. તેની આસપાસ જ્યાં જોય ત્યાં માત્ર ખાલી જમીન હતી. તેની આસપાસ માત્ર અંધારૂં હતું, જેમાં તેની નજર ગુમ થઈ ગઇ અને એક ચુપકીદી હતી જેમાં તેનો અવાજ ગુમ થઇ ગયો. બરફ્સરખો ઠંડો પવન ફુંકતો હતો, અને તેની આસપાસના દેખાવ સાથ ખિન્નતા ઉત્તપન કરતી. નાની ઝાડીઓ પોતાના પાંદડાં વગરના નાના હાથો (ડાંખલીઓ) માની ન શકાય એવાં ઝનુનથી હીલવતી હતી. કોઇ કહેશે કે તેઓ કોઇને ધમકી આપતી હતી અને તેની પૂઠે લાગી હતી.

તેણે પાછું ચાલવા માંડયું, અને પછી દોડવા લાગો, અને વખતેવખત કોઇ સાંભળનાર હોય તેના કાનને ભયંકાર અને બીઆબાન જેવો લાગે તેવા અવાજે બૂમ પાડતો, 'નાના જરવૅ, નાના જરવૅ,' ખચીત જો તે બાળકે સાંભળ્યું હોત તો તે બીકથી તેની નજરે ન પડવાની સંભાળ લેત. પણ બાળક બેશક હમણાં સુધીમાં ઘણો દૂર નીકળી ગયો હતો.

તેને એક ઘોડસ્વાર પાદરી મળ્યો, તેની આગળ જઇ પૂછ્યું, મીસ્તર કયુરેટ તમે કોઇ નાના છોકરાને જતાં જોયો?

પાદરીએ કહ્યું, નહીં.

એક નાનો જરવૅ નામનો છોકરો તમે જોયો? જાંવાળીયાંએ ફરીથી પૂછ્યું.

મેં કોઇને પણ જોયું નથી, પાદરી બોલ્યો.

જાંવાળીયાંએ પોતાના કોથળામાંથી પાંચ ફ્રેંકના બે સિકકા કાઢી પાદરીને આપ્યા.

મી૦ કયુરેત, લો, આ તમારાં પંથકને લગતાં ગરીબો માટે છે. મી૦ કયુરેત, તે છોકરો આસરે દસ વર્ષનો છે, અને હું ધારૂં છું કે એક મારમોતની પેટી અને હરદીગરદી તે કને છે. પેલા સેવોયાર્દને તમે પીછાંણુતા હશો તેમાંનો એક લાગે છે.

મેં તેને જોયો નથી, પાદરીએ કહ્યું.

અહીંઆં આજુબાજુ કાંઇ ગાંમડાં છે કે? વાળીયાંએ પૂછ્યું. તમે નિસાની આપી તેવો જો તે નાનો છોકરો હોય તો બહારથી આવેલો હોવો જોઇએ. એવા માત્ર ગામડાંમાંથી પસાર થાએ છે. કોઇ તેમને ઓળખતું નથી. જાં વાળીયાંએ ઝડપથી બીજા બે પાંચ પાંચ ફ્રેંકના સિક્કા કાઢી પાદરીને આપ્યા, અને કહ્યું, આ પણ તમારે હસ્તકનાં ગરીબો માટે છે. પછી ગભરાએલે ચેહરે ઉમેર્યું, મી૦ આબે, મને પોલીસને સ્વાધીન કરો, હું ચોર છું.

પાદરીએ ઘણીજ ધાસ્તી ખાઇ ઘોડાને, જેટલી ઝડપથી લઇ જઇ શકે એટલી ઝડપથી આગળ દોડાવ્યો. જાં વાળીયાંએ પહેલાં જે રસ્તે જવા માંડયું હતું, તેજ રસ્તે આગળ ચાલવા માંડયું આસપાસ જોતો, નામ દઇ બોલાવતો અને બૂમો પાડતો તે ઘણોજ દૂર સુધી ગયો, પણ તેને કોઈ મળ્યું નહીં. બે કે

ત્રણ વખત તેને કોઇ સૂતેલું કે અકરૂ બેઠેલું હોય એવું લાગ્યું તે તરફ દોડયો, પણ તે તો માત્ર ઝાડીઓ કે નાનો ટેકડો માલમ પડયો. આખરે એક જગ્યાએ ત્રણ રસ્તા જોડાતા હતા ત્યાં થોભ્યો. ચંદ્ર નીકળ્યો હતો. તેણે પોતાની આંખો દૂર સુધી દોડાવી એક છેલ્લી વખત નાના જરવૅ, નાના જરવૅ, નાના જરવૅ! કરી બૂમો પાડી. તેની બૂમો કાંઇ પણ પડધા પાછો વાળ્યા વગર ધુમસમાં વ્યર્થ ગઇ. પાછો, નાના જરવૅ કરી બોલવા ગયો, પણ હવે તેનો અવાજ નબલો અને ખુલ્લો સાંભળી ન શકાય એવો થઇ ગયો હતો, આ તેની છેલ્લી કોશેશ હતી. કોઇ અણદીઠ શક્તિ, અંતઃકરણનાં ભારથી તેના પગો વાળી નાંખતી હોય એમ લાગતું. વાળોમાં હાથો ખોસેલા અને ચહેરો ઘુંટણો વચ્ચે ઘાલેલો, એવી રીતે એક પથ્થર પર તે થાકથી પડયો અને બોલ્યો, હું એક કંગાલ માણસ છું. પછી તેની છાતી ફાટ ફાટ થવા લાગી અને તે રડી પડયો. ઓગણીસ વર્ષ પછી તે આ પહેલીજ વાર રડયો હતો.

જ્યારે જાં વાળીયાં બીશપને ઘરથી નીકળ્યો, ત્યારે હમણાં માફક વિચારવાને અશક્ત હતો. તે વેળા તેનાં મનમાંથી જે વિચાર પસાર થતા તેનું તોલ કરવાને તે શક્તિવાન હતો નહીં. તે, બુર્જોર્ગ બીશપનાં ફરેસ્તાઇ કામ અને માયા ભરેલા શબ્દો માટે બહુ સખત બનેલો હતો.

"તમે મને પ્રમાણિક માણસ થવાને વચન આપ્યું છે. તમારો આત્મા ખરીદીને હું તમને સોંપું છું. હું તે, શએતાનથી છોડવી ખુદાને સ્વાધીન કરૂં છું." આ તેને યાદ આવ્યાજ કર્યું. આ ફરેસ્તાઇ વર્ત્તણુક સામે, આપણાંમાં બુરાઇના કિલ્લા માફક જે મગરૂરી છે, તે વડે સામે લડતો હતો. તેને કાંઇક અચોકસપણે લાગવા માંડયું કે બીશપની મારી, ભલાઇની બાજુપરથી જે હુમલા તેની પર થયા હતા તેમાં સર્વથી મોટો હુમલો હતો. બીશપની

ભલાઇ અને માયા સામે થઇ શકે તો તે કદી સુધરીજ ન શકે એવો સખત બનેલો હોવો જોઇએ. જો તે ભલાઇને તાબે થઇ જાય તો ઓગણીસ વર્ષ સુધી બીજાં માણસોનાં કામોએ જનમંડળ માટે તેને ધિક્કારથી ભરી નાંખ્યો હતો તે ધિક્કાર જે તેને ખુશ લાગતો હતો તે તજી દેવો જોઇએ. આ વેળા તે જીતે કે હારે, ભલા બીશપ સામે બુરાઇનો પક્ષ લઈ તેણે એક બહુ મોટી લડાઇમાં ઉતરવું જોઇએ. આ સઘળા ચમકારા તેનાં મગજમાં થતા તે વચ્ચે તે છાકટા માફક ચાલતો હતો. એ પ્રમાણે ચાલતાં, આંખોપરથી તે ગભરાયલો લાગતો, અને દીન ખાતે બનેલા બનાવોનું કેવું પરિણામ આવે તેનું ખુલ્લું ભાન તેને થતું હતું. જીંદગીની ચોકસ પળોમાં જે ભેદી ગું ગું કરતા અવાજો માણસને ખબર આપતા અને વારેઘડીએ પૂઠે લાગી કંટાળો આપતા લાગે છે, તે સાંભળતો હતો. તેના કાનમાં કોઇ અવાજ કહેતો હતો કે તેની સરજનમાં એક એવો ગંભીર વખત આવી પૂગ્યો હતો કે જ્યારે મધ્યમ માર્ગ તેને માટે હતો નહીં, અને જો તે વધારે સારો માણસ ન બની જાય તો તે વધારે ખરાબ બને. કહો કે બીશપ કરતાં વર્ત્તણુકમાં વધારે ચઢતો ન થાય તો એક અપરાધી કરતાં તે વધારે નીચો પડશે, અને દુષ્ટપણાંમાં સ્થિર રહે તો તે એક નાપાક પલીદ બની જશે.

અહીંઆં, જે સવાલો આગળ પૂછ્યા હતા તે આપણે ફરીથી પૂછવા જોઇએ. જે સઘળું બન્યું હતું તેનો વિચાર ગુચવાડા સમેત, તેના મનમાં દાખલ થયો હતો? ખચીત, અમે કહી ગયા છીએ કે કમનસીબ અને પડતી, મનને કેળવે છે, તોપણ આ શક ભરેલું છે કે જાં વાળીયાં, જે અમે વર્ણવ્યું તે સઘળાંનું તોલ કરી સમજી શકતો હોય. જો વિચારો તેના મગજમાં આવ્યા હોય તો તેણે તેમને ખુલ્લી રીતે જોયા કે સમજ્યા હોય તે કરતાં માત્ર સહેજ

આજ નજરે પડી ગુમ થઇ ગયા હોય એ વધારે બનવા જોગ છે. તે વિચારો તેને વમળમાં નાંખી ઘણોજ દુ:ખી કરવા સિવાય વધારે ઉપયોગી ન થયા હોય. પેલું અંધારૂં અને બેડોળ મકાન જેને બંધીખાનું કહેવામાં આવે છે, તેની બહાર આવતાંજ અંધારાંમાંથી એકદમ ઉજેરડાંમાં જતાં આંખને નુકસાંન થાય, તેમ બીશપે તેને નુકસાંન કર્યું હોય. ભવિષ્યની જીંદગી, કે કોઇ પણ બીજી જીંદગી સદંતર ચોખ્ખી અને પૂર ઝળકાટ ભરેલી જે એકદમ તેની નજરે પાડવામાં આવી, તેણે તેનાં મનને ધ્રુજરી અને ચિંતાથી ભરી મૂકયું.

જેમ ઘુવડ ઉગતા સૂર્યને એકદમ જોઇ આંધળું બને તેમ બંધીખાનાંમાંથી છુટેલા બંધવાની આંખોએ નેકીનો પૂર ઝળકાટ એકદમ પડતાં તેમને ઝળઝળાવી મૂકી લગભગ આંધળી કરી હોય.

આટલું ચોકસ હતું જે માટે કાંઇ શક રહેતો નથી કે તે હવે તેજ મનુષ્ય વધારે વાર હતો નહીં, એટલે તે એકદમ ફેરવાઇ ગયો, જેથી બીશપે કહ્યું હતું તેમ કરવાને તે શકિતવાન હતો નહીં, તેમજ તેનીપર કાંઇ અસર થઇ હતી નહીં. મનની આવી હાલતમાં તે નાના જરવૅને મળ્યો હતો, અને તેના ચાળીસ સુ લુટયા હતા. શા માટે? ખચીત તેનો ખુલાસો આપવાને તે અશક્ત હતો. શું જે ખરાબ વિચારો સાથે તે બંધીખાનામાંથી બહાર આવ્યો હતો તેની તે છેલ્લી અસર હતી કે સર્વથી મોટી કોશેશ હતી, કાબુમાં ન રહી શકે એવી પ્રેરણાની રહી ગયલી આદત હતી? માત્ર એટલુંજ કહીશું, તેણે ચોરી કરી હતી, જેણે ચોરી કરી તે માણુસ નહીં પણ પશુના જેવી પ્રેરણા અને આદતે વિચારની કે અક્કલની રાહબરી વગર સિક્કાપર પગ મૂકવાને દોરવયો હતો, જ્યારે આગળ ન થએલી લાગણીઓ અને નવા નવા વિચારો વચ્ચે તેનું મન અનુમાન કાઢવામાં રોકાએલું હતું. જેવું તેનું મન ચોકસ સેવટપર આવ્યું અને

અંતઃકરણ જાગૃત થયું કે તેણે પોતાનું પશુની પ્રેરણાથી કરેલું કામ મનની આંખોથી જોયું કે દુઃખ સાથ તેણે પશ્ચાતાપ કર્યો અને ભયથી બૂમ પાડી. તે છોકરા કનેથી સિક્કો લઇ લેવાની હાલત કે જરૂર હતી નહી, તે એક બાળકને લુટે એવો હતો નહીં. ગમે તેમ હોય, પણ આ તેનાં છેલ્લાં ખરાબ કામે તેની ઉપર મજબુત અસર કીધી. તે અસર ઝડપથી તેના મનના અંધકાર અને ગુચવાડા વચ્ચે દાખલ થઇ, તેમને વીખેરી નાખ્યા, જેથી એક તરફ અંધકાર અને બીજી તરફ રોશની. એવી રીતે જેમ રસાયની મિશ્રણમાં અમૂક તત્વ નીચે બેસી જઇ બીજું ખુલ્લું ઉપર રહે છે તેમ તેના મનમાં અંધારૂં અને રોશની જુદાં દેખાવા લાગ્યાં.

તુરતજ તેણે પોતાની તપાસ ચલાવ્યા વગર, વિચાર પણ કર્યા વગર, કોઇ ગભરાયલો પોતાનો જીવ બચાવવાને શોધતો હોય તેમ તે છોકરાને શોધી કાઢવાને કોશેશ કીધી, પણ તેને શોધવામાં નિષ્ફળ થઇ, તે અશક્ય હતું એમ જોઇ તે નાસીપાસ બની ઉભો. જે પળે તે બૂમ પાડી ઉઠયો, હું એક કંગાલ માણસ છું. તે પળે જેવો પોતે હતો તેવો પોતાને જોયો, અને આ હદ ઉપર તે પોતે પોતાથી જુદો હતો, જેથી તેને લાગ્યું કે તે માત્ર એક કલ્પિત દેખાવથી વધારે ન હતો અને તેની આગળ હાડકાં અને માસ સાથ, હાથમાં લાકડી, શરિરપર ડગલા અને પીઠપર ચોરેલી વસ્તુવાળા કોઠળા સાથ, મક્કમપણું દેખાડનાર ઉદાસ ચહેરા સાથ, પાપી યોજના અને વિચાર સાથ જોવા ન ગમે એવો કદરૂપો બંધવો જાં વાળીયાં ઉભો હતો.

અમે કહી ગયા છીએ કે તે પર પડેલાં બેહદ દુઃખથી ઘણે દરજ્જે ખ્યાલી બની ગયો હતો. તેણે પોતા આગળ એક ભૂત ઉભો હોય તેમ પોતાને જોયો. તેણે ખરેખર જાં

વાળીયાને તેના ખરાબ ચહેરા સાથ જોયો, તે પૂછવા જતો હતો આ માણસ કોણ છે, અને તે કમકમી રહ્યો.

કોઇક પળે મગજમાં ઘણુંજ તોફાનરૂપ ઝનુન ચઢે છે, જે ભયંકર છતાં એક અકુદરતી શાંતિ લાગે છે, જ્યારે કલ્પણા એટલી ઉંડી હદે કામ કરે છે કે જે શરિરીક આંખો આગળ હાજર હોય તેની ખબર મન લેતું નથી, અને કલ્પણામાં જે દોડતું હોય તે શરિરની અને મનની બહાર આકારો પકડી આંખો વડે દેખાતુ હોય તેમ લાગે છે.

જાણે મહેડેમહેડું અને એકજ વખતે દરદી કલ્પણા જે જે ખોટા દેખાવો નજરે પડતી તે વખતથી કલ્પણાનાં ભેદી ઉંડાણમાં તે કાંઇ રોશની જેવું જોતો હોય એમ લાગતું જે તુરતજ તેની શરિરની આંખોને એક દીવો દેખાયો. વધારે ધ્યાનથી જોતાં આ રોશનીએ તેનાં અંતઃકરણમાં જાણે માણસનું રૂપ પકડયું અને તે દીવાને તેણે બીશપ માની લીધો.

તેના અંતકરણે વ.ર ફરતી, પોતા આગળ મૂકાયલા બે માણસો, બીશપ અને જાંવ.ળીયાંને જોયા.

દરદી કલ્પણા આવી રીતે ભુતરૂપ દેખાવો નજરે પાડે છે, તેની એક અજબ જેવી અસરથી જેમ જેમ તે આ કલ્પણાનાં ઉંડાણમાં ગયોં તેમ તેમ બીશપ તેની શારિરીક આંખોને મોટો થતો અને ઝગઝાટ પકડતો લાગ્યો. જાં વાળીયાં નાનો થતો થતો નજરેથી ગુમ થઇ ગયો. એક ચોકસ પળે તે માત્ર પડછાયો બની ગયો. એકાએક તે ગુમ થયો અને બીશપ તેની નજર આગળ એકલા દેખાતા રહ્યા. તે કંગાલ માણસનો આત્મા એક ભભુકદાર રોશનીથી ભરાઇ ગયો.

જાં વાળીયાં લાંબો વખત રડયા કીધો. કઢવાં અને ગરમ આંસુઓનો વરસાદ તેની આંખોએ વરસાવ્યો. એક સ્ત્રી કરતાં વધારે નબળાઇથી અને એક બચ્ચાં કરતાં વધારે

ડર સમેત તે ડચકાં ખાઇ ખાઇને રડવા લાગ્યો, તે રૂહતો હતો ત્યારે તેનાં મગજમાં સૂર્યોદય થઇ દિવસ એટલો તો અજબ જેવો અને અસાધારણ લાગ્યો કે તેને આનંદથી છક કરવા સાથ એકજ વેળાએ કાંઇક ભય ઉત્તપન્ન કરતો હતો.

તેની ભૂતકાળની જીંદગી, તેનો પહેલો વાંક તેની લાંબી સજા, તેનું બહારથી પશુ જેવો બનવું, અંદરથી સખત દિલનો થવું, તેનું બંધીખાનાંમાંથી જનમંડળ સામે કિનો લેવાની યોજનાઓ જેતેને ખુશ લાગતી હતી તે લેવાના ઇરાદા સાથ છુટવું, જે સઘળું બીશપને ઘર બન્યું હતું, છેલ્લું કામ જે તેણે કર્યું હતું—ચાળીસ સુ એક બાળક કનેથી લુટી લેવાનું—જે બીશપની માફી પછી કરેલો અપરાધ તેટલા માટે વધારે દુષ્ટ અને જબુન બન્યો હતો, આ સઘળું તેને યાદ આવ્યું, અને તેનું ખુલ્લું ભાન તેને થવા માંડયું. એવું ખુલ્લું ભાન કે જેવું હમણાં સુધી તેને કદી આવ્યું હતું નહીં. તેણે પોતાની જીંદગીનો વિચાર કર્યો અને તે તેને કમકમાટભરેલી લાગી. પોતાનો આત્મા અને જીંદગી ભયંકાર લાગ્યાં. હવે તે જીંદગી અને આત્મા માટે નવોજ, ખરો સુખી રોજ શરૂ થયો. તેને લાગ્યું કે બહેસ્તની રોશની વચ્ચે તેણે સેતાનને જોયો.

કેટલા કલાક તે આ પ્રમાણે રડયા કીધો? રડયા પછી તેણે શું કર્યું? તે કયાં ગયો? કોઇ તે કદીપણ જાણી શકયું નથી. માત્ર આટલું બોલાતું આવેલું જણાય છે કે તેજ રાતે તે વખતની રીત પ્રમાણે ગ્રેનોબલથી ટપાળ વગેરે લઇ ઉપડેલો ગાડીવાળો દીનમાં સહવારના ત્રણ વાગે આવી પુગ્યો, તેણે બીશપના મહોલ્લામાંથી પસાર થતાં બીશપ મીસ્તરે બાંઆંવેનુના ઘરનાં બારણાં આગળ અંધારામાં ઘુંટણપર પડી એક માણસને બંદગી કરતો જોયો હતો.

સમાપ્ત.

આ પુસ્તક દીનશાહ શાપુરજી મસાનીએ મુંબઈના કોટમાં
નં૦ ૭૫-૭૭ કાવસજી પટેલ સ્ટ્રીટ ખાતે ધી કૈસરે-હિંદ
પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે, અને ડૉક્ટર ડોસાભાઈ
રૂસ્તમજી ધાભર, એલ. આર. સી. પી. એલ. આર.
સી. એસ., વગેરેએ નં૦ ૩૭૫, ગીરગામ રોડ.
મુંબઈમાં પ્રગટ કર્યું છે.